# સુવર્ણાચાર્ય હુન્નર-વિજ્ઞાન

સપ્તમ ભૂમિકા.

પ્રથમ ભાગ.

# સૂવર્ણાચાર્ય

# હુન્નર-વિજ્ઞાન.

## સપ્તમ ભૂમિકા.

પ્રથમ  ભાગ.


લેખક :—

સોની કેવળરામ મણીરામ ભગત.

નવાપુરા, પારસીશેરી, સુરત.





આવૃત્તિ ૧ લી ] [ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૯૬-સને ૧૯૪૦.




કીંમત રૂા. ૧-૦-૦.



મુદ્રકઃ- **મંગળદાસ જેકીશનદાસ ચોકસી,**
મુદ્રણસ્થાનઃ- શ્રી **"ભારત વિજય"** પ્રીં૦ પ્રેસ,
સ્ટેશન રોડ, પોલીસ લાઇન સામે — **સુરત.**



શ્રી

# પ્રસ્તાવના.



**સૂવર્ણાચાર્ય હુન્નર વિજ્ઞાન**—સપ્તમ ભૂમિકાનું આ લઘુ પુસ્તક કોઇપણ સત્સંગી ભાઇને વાંચવા-વિચારવા સુગમ થઇ પડે માટે તે જુદું છપાવ્યું છે. કારણ કે, આગલી ભૂમિકામાં હુન્નર-કળાની માહિતિ ખાસ સોનીભાઇઓને ઉપયોગી હોવાથી તે જુદો ભાગ રાખવામાં આવ્યો છે. હવે આ પુસ્તકમાં સૂવર્ણાચાર્ય એટલે ઉત્તમ ધાતુના આચાર્યનું ઉત્તમપદ અને તેમાં મનુષ્યદેહ પ્રાપ્ત થઇ તેની સફળતા શી રીતે પ્રાપ્ત થાય અને તે વિષે શાસ્ત્રોનું મંતવ્ય પ્રારબ્ધવાદ, કર્મવાદ, ઈશ્વરવાદ વિગેરે અનેક પ્રકારના બોધનું રહસ્ય. કર્મભક્તિ, જ્ઞાનનું સ્વરૂપ અને જીવનમૂક્ત દશા શી રીતે પ્રાપ્ત થાય તથા શ્રુતિસ્મૃતિ વેદપૂરાણના લક્ષારથો. શું અને સ્વરૂપની પ્રાપ્તિ શી રીતે થાય તે વિષે મેં જે આ લઘુ પુસ્તકમાં સમજાવવા પ્રયત્ન કર્યો છે. તે જ્ઞાન મહર્ષિ વેદવ્યાસ શુકદેવ તથા દત્તાત્રય ભગવાન અને સાક્ષાત્ કૃષ્ણચંદ્ર આદિ અનેક મહાપુરૂષનું હોવાથી તે માન એમને ઘટે છે. અને જે કાંઇ ભૂલચુક હોય તે મારી અલ્પબુધ્ધિનું પરીણામ હોવાથી ક્ષમા ચાહું છું.

બીજું મુમુક્ષુઓને મનન કરવા લાયક માસ્તર છોટાલાલ જીવનલાલના તથા અન્ય ભક્તોના કિર્તનો, છપ્પા વિગેરે જે છાપેલા છે તે જ્ઞાન તે તે સંતશિરોમણીના હોવાથી તે માન તેમને ઘટે છે.

સંવત ૧૯૯૬ના
શ્રાવણ સુદ ૧ને રવીવાર.
તા૦ ૪-૮-૧૯૪૦

લી૦ આપનો,
**કેવળરામ મણીરામ ભગતના**
ઓમ્ તત્સત્

## પરિચય.

ભાઇશ્રી કેવળરામભાઇનો કેટલાક સત્સંગી ભાઈઓને પરિચય થયો છે તે તો એમના ભજન-કિર્તન વ્યાખ્યાન વિગેરેથી માહિત હશે પણ મને એમનો પંદર વીશ વરસનો અનુભવ જે થયો છે તે અવર્ણીય છે. એમનું જ્ઞાન અને અનુભવ સિધ્યાંત કોટીનું હોવાથી તે પ્રસંસનિય છે. અને તેનો આપણા સત્સંગી ભાઈઓ લાભ લે એ હેતુથી હું એમને ઘણા વખત થયા કહેતો હતો કે આપ આપની વાણી થોડી પુસ્તકરૂપે પ્રકટ કરો તો ઠીક તે ભાવના ફળીભુત થઈ અને હજુ હું એમના સત્સંગનો લાભ મેળવવા સત્સંગી ભાઈઓને જણાવું છું કે આવો અમૂલ્ય સમય પછી નહીં મળે.

લી૦ આપનો સેવક.

**સોની મણીલાલ છોટાલાલ**ના

જય સચ્ચિદાનંદ.

---

**પુસ્તક મળવાનાં ઠેકાણાં:—**

**સુરત—** પ્રકાશકને ત્યાંથી. **સોની કે. એમ. ભગત**
નવાપુરા, પારસીશેરી—સુરત.

**મુંબાઇ—** **એચ. જગમોહનદાસની કું૦**
લુહાર ચાલ, અશોક બીલ્ડીંગની નીચે—મુંબાઈ.

**વડોદરા—** **સોની રંગીલદાસ ગોરધનદાસ,**
નરસીંહજીની પોળ—વડોદરા.

**અમદાવાદ—** **સોની મગનલાલ પાનાચંદ,**
રાયપુર, મહાલક્ષ્મીની પોળ—અમદાવાદ.

---

સુવર્ણાચાર્ય હુન્નર-વિજ્ઞાનના લેખક:-



ભગત કેવળરામ મણીરામ.

સુરત.

# સાતમી ભૂમિકા

**પ્રાત: સ્મરામી હૃદય સંસ્ફુરદાત્મ તત્વં**
**સચ્ચિત સુખં પરમહંસ ગતીં તુરીયં**
**યત્ત સ્વપ્ન જાગ્રત સુપ્તિમ વેત્તી નિત્યં**
**તદ્ બ્રહ્મ નિષ્કલ મહંન ચ ભૂત સંઘ:**
**પ્રાત: ભજામી મનસા વચસા મગમ્યં**
**વાચો વિભાતિ નિખીલા યદનુ ગ્રહેણ**
**યં નેતિનેતિ વચનેર્નિગમા અવોચુ**
**સ્તં દેવદેવમ અચ્યુતમાહુર્ ગમ**
**પાત: નમામિ તમ: સા પરમર્ક વર્ણં**
**પૂર્ણં સનાતન પદં પુરૂષોત્તમાખ્યં**
**યસ્મીન ઇદં જગત્ સેષમ સેષ મૂર્તૌ**
**રજ્વા ભૂજંગ ઇવ પ્રતિ ભાસીતવે**

પ્રાત:કાળે હું કોનું સ્મરણ કરૂં. આ પ્રશ્ન હૃદયમાં થતાં વિચારના સ્ટેજપર આવતાં સમજાયુ કે આ અનાત્મ પદાર્થ કે જે જડ, વિકારી અને ક્ષણેક્ષણે નાશ થતાં દેખાતા છતાં તેમાં મોહ વડે કરી અનેક જન્મોજન્મમાં સુખબુધ્ધિ કરી તેને પ્રાપ્ત કરવા તેનું સ્મરણ ચીંતન કરી અંતે અનેક દુ:ખને પ્રાપ્ત થઇ જન્મમરણના ચક્કરમાંથી મૂક્ત ન થયા ત્યારે વિવેક આવ્યો. હવે વિવેક એટલે સત્ય-અસત્યનો નિર્ણય કરનારૂં જ્ઞાન તેને વિવેક કહેવાય. એ વિવેકથી સમજાયું કે હવે હું આ નિત્ય પદાર્થનું ચિંતન નહીં કરતાં હવે હું હૃદયમાં રહેલા સ્ફુરણરૂપ આત્મતત્ત્વને ચિંતન કરૂં. કારણ કે સત્‌ચિત્ત સુખં એટલે સત્ ત્રિકાલા બાધિત્ એટલે ત્રણે કાળમાં જેનો નાશ નહીં થાય એવું, અને ચૈતન્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ વાસ્તવિક જે સઘળા સુખનું મૂળ જે જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ ત્રણે અવસ્થાનો સાક્ષી એટલે જાણકાર એવું બ્રહ્મસ્વરૂપ નિષ્ક્રિય એટલે ક્રિયારહિત જેને પંચભૂતો એટલે પૃથ્વી, વાયુ, તેજ, આકાશ, પાણીના ધર્મોથી જે વિકારી થતો નથી તે આત્મા હું છું.

પ્રાતઃકાળે સ્મરણ કરૂં, જેનું ભજન કરૂં તે વસ્તુ કેવી કે જ્યાં મનવાણી પહોંચી શકે નહીં એટલુંજ નહીં પણ જે આત્માની સત્તા વડે વાણી પ્રકાશે છે, કાન જે સત્તા વડે શ્રવણ કરે છે, આંખ જે સત્તા વડે જોઈ શકે છે એવું સત્તાસ્વરૂપ જે આત્મતત્ત્વ છે. જેને વેદ પણ નેતિનેતિ એટલે એ નહીં એ નહીં એમ કરતાં અવાચ્ય થઈ ગયા તે આત્મદેવને કે જેમાં કશો ફેરફાર થતો નથી એવા મારા સ્વરૂપને હું સ્મરણ કરૂં. વળી જે અજ્ઞાનનો નાશ કરનારૂં જ્ઞાનસ્વરૂપ છે જેમ સૂર્ય અંધકારનો નાશ કરે એવું પૂર્ણ અને સઘળા પુરૂષોમાં જે ખ્યાતિ પામેલું જે સૃષ્ટિનું આદિકારણ એવા મારા સ્વરૂપમાં જે હું, તું, તે, એવો ભેદરૂપ વ્યવહાર જગત વિકસ્યું છે તે કેવું, તે વિચારથી સમજાયું કે, જેમ અંધારામાં પડેલી દોરડી સર્પરૂપ ભાસી ભય પેદા થયો પણ દીવો પ્રકટાવી જોતાં સર્પ નહીં પણ દોરડી. પહેલાં પણ સર્પ નહોતો ભાસ્યો ત્યારે પણ સર્પ નહીં અને દીવો લઈ જોતાં પણ સર્પ નહીં એટલે ત્રણે કાળમાં સર્પ જેમ નહીં તેમ આ આત્મસ્વરૂપમાં ત્રણે કાળમાં જગત નહીં પણ મિથ્યા ભાસ્યું. અર્થાત પ્રતિત થયું છે.

## સુવર્ણાચાર્યનું ઉત્તમ પદ.

**જે જેનું ચિંતન કરે, તે તે મય થઇ જાય;**
**પ્રભુ ચિંતી પ્રભુમય થવું, એ કિટભૃમરને ન્યાય.**

હવે હું જે દેહાભ્યાસથી પોતાને સોની માની બેઠેલો છતાં સઘળી ધાતુનો પરિક્ષક. ખરી ખોટી ધાતુને અને મિશ્ર થઇ ગયેલી એવી ધાતુમાંથી પૃથક્કરણ કરી સત્ય વસ્તુ સૂવર્ણને ગ્રહણ કરનાર, અને ચોરી કરીને પણ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો હવે જે ધાતુ તથા ઝવેરાતથી માંડી કાચ-કીડીયાનો પણ અનુભવી એટલે સત્ય-અસત્યને વિવેક વડે નિર્ણય કરનાર આ મારા સૂવર્ણકારના ધંધાને ધન્ય છે.

મારા વાંચક ભાઇને સંસય થશે કે આ તો પોતાના વખાણ કરવામાં કૂશળ છે પણ ભાઇઓ વિચારી જોતાં માલમ પડશે કે, સોની આગળ સો નહીં. એટલે બુદ્ધિમાં જે તિક્ષણ, જે ધંધો

કરવામાં ચિત્તની એકાગ્રતા કરવામાં અનુભવી, જેનું દ્દઢ આસન કે જે પોતાના પહાડમાંથી રાતના બાર-બાર વાગ્યા સુધી દ્દઢ આસનનો અભ્યાસી. યોગના જે અષ્ટ અંગ છે:- યમ, નિયમ, આસન, પ્રાણાયમ, ધ્યાન, ધારણા, સમાધિ, એ અંગમાંના કેટલાક અંગ આ સૂવર્ણાચાર્યના ધંધાને લઇ કારીગરને સ્વભાવિક પ્રાપ્ત હોવાથી જો એ પોતે ધારે તો મોક્ષ જે નિરતીસય સુખ કહેવાય છે તેને એ સુલભ રીતે પ્રાપ્ત કરી શકે એ નિઃશંસય છે. તેનું કારણ- કર્મ, ભકિત અને જ્ઞાન એ ત્રણ રસ્તા શાસ્ત્રકારોએ જે બતાવ્યા છે. યોગ જે ચિત્તવૃત્તિનો વિરોધ એનું નામ યોગ. એવો ચિત્તની એકાગ્રતારૂપ યોગ કારીગરને પ્રાપ્ત હોય છે.

કેમકે, કારીગર પોતાના કામમાં નવીનવી જાતના અલંકારો અને નવીનવી જાતની ફેશનો ઉત્પન્ન કરવામાં પોતાની કલ્પનાશકિતથી અને ચિત્તની એકાગ્રતાથી હૃદયમાં ઊંડો ઉતરી ક્ષણિક યોગ વડે એ પોતે નવાનવા ઘાટો ઉત્પન્ન કરી શકે છે. સારૂં સસ્તું, સરળ કેમ બને એ વિષે એ વિચારનિમગ્ન બને છે. ખાવા પીવા તથા વ્યવહારની કેટલાક કામની વિસ્મૃતિ પણ થાય છે. એવી અંતર્મૂખવૃત્તિ જે સંસારસાગર તરવા સાધનરૂપ ગણાય છે તે કારીગરને પ્રાપ્ત હોય છેજ.

વળી જ્ઞાન પ્રાપ્ત કરવા ચાર સાધનની આવશ્યકતા શાસ્ત્રોમાં બતાવી છે જે પ્રથમ સાધનમાં વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ, મુમુક્ષુતા, એમાં વિવેક એટલે:—

**આત્મ અવિનાસી અચલ, જગતા તે પ્રતિકુળ;**
**એસો જ્ઞાન વિવેક હય, સબ સાધનકો મૂળ.**
**બ્રહ્મલોક લોંભોગ જ્યોં, ચાહે સબનકો ત્યાગ;**
**વેદ અર્થ જ્ઞાના સુનિ, કહત નાહી વૈરાગ્ય.**
**મન વિષયનતેં રોકનો; સમતાંહી કહત સુધિર;**
**ઇંદ્રિ ગણકો રોકનો, દમ ભાસત બુદ્ધવિર.**
**સત્યવેદ ગુરૂ વાકય હય, શ્રદ્ધા અસ વિશ્વાસ;**
**સમાધાન તાકો કહત મન વિક્ષેપકો નાશ.**

**સાધન સહિત કર્મ સબ ત્યાગે;**
**લખી વિષસમ વિષયનત્યો ત્યાગે.**
**દ્રગ નારી લાખી હુઇ જીહી ગ્લાના;**
**સો લછન ઉપનામ બખાના.**
**આતપ સીત ક્ષુધાતૃષા ઈનકો સહન સ્વભાવ;**
**તાહી તિતીક્ષા કહત હય કો વેદ મુનિવર શાવ.**

ઉપરના દોહરામાં વિચાર સાગરમાં નિશ્ચલદાસ મહારાજજીએ જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનોની શ્રેણી લખી છે. હવે એમાં વિવેકની વ્યાખ્યા આત્મા સીવાયની બીજી વસ્તુ મિથ્યા સમજવી. એટલે સત્ય વસ્તુ એક આત્મા છે એવું સત્ય-અસત્યનું નિર્ણય કરનારૂં જે જ્ઞાન તેને વિવેક કહે છે. હવે ખરા-ખોટાની પરીક્ષા કરનાર કારીગર પારેખ કહેવાય છે. એટલે પરિક્ષક ગુણ વડે એ વિવેકરૂપ સાધનવાળો સહજ સ્વભાવે છે, હવે વૈરાગ્ય જે બ્રહ્મલોક પર્યંતના વિષયસુખનો અભાવ એટલે અનિત્ય વસ્તુનો ત્યાગ અને નિત્ય વસ્તુમાં પ્રેમ એવો જે ગુણ તે પણ સોનીમાં સ્વભાવિક છે. કેમકે, સૂવર્ણ જેવી સત્ય વસ્તુમાં એનો પ્રેમ અને બાકીની ખોટી ધાતુના કામો કરતો છતાં તેમાં એની અભિરૂચી હોતી નથી. એટલે તેમાં એ વૈરાગ્યવાળો છે. તેમ સત્ય વસ્તુ જે સૂવર્ણ તેને માટે જગતના જીવોમાં અનેક ઠપકા તથા મહેણાં ખાતો છતાં પણ તે મેળવવામાં તલ્લીન રહે છે એટલુંજ નહીં પણ માન-અપમાન સહન કરતો, સગાંવ્હાલા તથા ભાઇબંધ-દોસ્તદારને એક સત્ય વસ્તુ સૂવર્ણ ગણી કોઇની પણ દરકાર નહીં કરતાં સત્ય વસ્તુ સૂવર્ણનેજ પ્રાપ્ત કરતો અને બીજામાં વૈરાગ્ય રાખવાનો ગુણ સૂવર્ણકારમાં સહજ સ્વભાવે છે. માત્ર એની વ્યવહાર દ્રષ્ટિ એટલે જગત દ્રષ્ટિમાંથી પરમાર્થ દ્રષ્ટિ કરવા જેટલી ઉણપ છે અને તે માટે એને સદ્દગુરૂ સંગ જો થાય તો અને નિજાત્મનો બોધ થતાં વાર લાગે નહીં. એવો વિચીક્ષણ બુધ્ધિવાળો સૂવર્ણાચાર્ય હોવાથી સત્ય-અસત્યનો નિર્ણય કરવાનો અભ્યાસી હોવાથી તેમ ચિત્તની એકાગ્રતારૂપ યોગી હોવાથી-એનું પદ શ્રેષ્ઠ છે એમાં કોઇ સંશય નથી.

જે માણસને પરાયા પદાર્થની પ્રસંસા કરવાની, જેમ ગુજરાતની કહેવત છે કે "પારકે ભાણે લાડુ મોટા" એવી દ્રષ્ટિવાળાને આ વાત કદાચ નહીં સમજાય એ બનવાજોગ છે. પણ વિચારદ્રષ્ટિથી જોનારને સ્હેજે સમજાય છે કે સૂવર્ણકારનો ધંધો કેટલો શાન્તિજનક છે. જેમ ડોકટર પાસે કોઇ માણસ આવે તે કોઇને કોઇ રોગથી પીડાતો હોય તોજ આવે, જે આરોગ્ય છે તે ડોકટરને ત્યાં શું કરવા જાય? એમ સોની પાસે સુખી માણસ આવે છે અને એવા સુખી માણસોથી બે પૈસા પેદા કરે છે. વળી જેના બનાવેલા ઘાટથી ઘરના બાળ-બચ્ચાં આનંદને પ્રાપ્ત થાય છે. બનાવનારને ઘરનો સંચય અને શોભામાં વધારો થાય છે. લગ્ન, વેવા, શ્રીમંત વિગેરે શુભ પ્રસંગે જગતને પોતાની કારીગરીથી આનંદ કરાવે છે. દૈન્ય ને દુઃખી માણસની પાસે એને કાંઈ મેળવવાનું નથી. જ્યારે બીજા ધંધા એવા છે કે જે રોગી, દુઃખી, દેવાદાર અને એવી અનેક આફતમાં સપડાયલા જીવોથી પ્રપંચ કરી બે પૈસા પેદા કરી પોતાનો જીવનનિર્વાહ કરે છે એવો સૂવર્ણકારનો ધંધો નથી. જે સુખી, શ્રીમંત ને સાધનવાળા પાસે પેદા કરી પોતાનો આશ્રમ નિભાવતો હોવાથી તે સર્વોત્તમ છે.

જેમ માખી સાડાત્રણ મણની સર્વાંગ સુંદર કાયા હોવા છતાં માખી ચાંદાપર આવી આવીને બેસે, જેમ કીડી છીદ્રા જોયા કરે તેમ જે મનુષ્યને દૂર્ગુણો જોવાની તથા તે સંબંધીજ વિચાર કરવાની ટેવ છે તેને નહીં સમજાય. પણ સોની ધુળ, કોલસા, રાખોડીમાં પડેલા સોનાના રજકણને સાવચેતીથી કાઢી લઇ પછી કચરાને ફેંકી દેનારો તેમ આ ધુળમાંના અથવા કચરામાંના સોનાને શું કરે! એવું મિથ્યા અભિમાન નહીં કરતાં સત્ય વસ્તુ સૂવર્ણ તરફ જેનો પ્રેમ હોવાથી તે મેળવી આનંદ પ્રાપ્ત કરનાર હોવાથી આ વાત સૂવર્ણકારને જરૂર સમજાય એવી છે અને એથીજ એનું સૂવર્ણાચાર્ય પદ સર્વોત્તમ છે એવું મારૂં માનવું છે.

લી૦ આપનો, **કેવળરામ.**

## મનુષ્યજીવન કેવું હોવું જોઇએ.

મનુષ્યજીવન કેવું હોવું જોઇએ એ વિચાર બુદ્ધિવાન પુરૂષને સ્હેજ સ્વભાવે થાય છે. મનુષ્ય ત્રણ પ્રકારના દુનિયામાં જોવામાં આવે છે. તેમાં (૧) પામર, (૨) વિષયી, (૩) જીજ્ઞાસુ, અને (૪) જ્ઞાની (મૂક્ત). એમાં પામર પુરૂષ છે એને તો પોતાના કૃત્ય, અકૃત્યનું ભાન હોતુંજ નથી. અને એ વિષે એને વિચાર પણ થતા નથી. કારણ કે, દેહાભ્યાસ દ્રઢ થયેલો હોવાથી દેહના સુખને સાચું સુખ માની તેમાં આ શક્તિવાળો પોતાને ડાહ્યો માની હું બધું જાણું છું, કંઈ નહીં જાણતો હોવા છતાં મિથ્યા અભિમાન રાખતો હોવાથી એને સદ્‌વિચાર નહીં ઉત્પન્ન થાય એ સ્વભાવિક છે. તેમ કોઇ સાધુસંતનો ઉપદેશ પણ એને લાગે નહીં. કારણ, એના સઠ સ્વભાવને લઇને એ કોઈની પણ શીખામણ ગ્રહણ કરી શકતો નથી. પૂર્વાચાર્ય ભક્ત અખાજી કહે છે કેઃ—

**સંગત શું કરે રે, જો સઠ નહીં સમજે શાન;**
**વંધ્યા બાળક પ્રસ્વે નહીં, એનું જાય અનર્થ રૂતુદાન.**

વળી જેમ સૂર્યનારાયણ પ્રાતઃકાળે ઉદય થાય અને વનવાગળી, ઘુવડ તથા ચામાચીડીઆ જેવા પ્રાણીને નહીં દેખાય તેમાં સૂર્ય શું કરે! જેમ બારેમેઘ વરસતાં છતાં જવાસો એક ટાંક પાણી પણ નહીં પી શકે તો એમાં મેઘનો શું વાંક! એવા અધિકારના અભાવે જે બોધને ગ્રહણ કરી શકતો નથી, અને કોઈ બોધ કરે તો તેનો પ્રયાસ નિષ્ફળ જાય છે. એ વિષે એક કવિએ કહ્યું છે કેઃ—

**છોડ વાવ્યો લશણનો, તેને વાળ ચંદનની કીધી;**
**કેશર ક્યારો કીધ, ખાતર કસ્તુરી દીધી.**
**કોશ કુંદનનો કીધ; પાય ગંગાજળ પાણી;**
**સીંચનારી સહુ કોય, સીંચ આપ પટરાણી.**
**તે ક્રોડ જતન કરી જાળવ્યો, તેમતેમ ગંધ અધિક ભર્યો;**
**એ કવિગદ કહે સુણ ઠકરો, એ જાત કજાત ન મટે નરો.**

ઉપરના દૃષ્ટાંતમાં એક લશણના છોડની દૂર્ગંધી મટાડવા એક પુરૂષે પ્રયત્ન કર્યો : સુખડની વાડ કરી અંદર ક્યારામાં કેશર

નાંખ્યું. ખાતર કસ્તુરીનું કર્યું. સોનાના કોશથી પાણી (ગંગાજળ) પાયું. અને પાણી પાનાર સર્વોત્તમ સ્ત્રીએ પાયું અને અનેક જતન કર્યા પણ જેમજેમ જતન કરવા ગયા તેમતેમ ગંધ મટવાને બદલે ઉલટી અધિક ગંધ પેદા થઇ. એમ પામર પુરૂષને બોધ થતો નથી.

હવે બીજો વિષયી પુરૂષ જે શબ્દ સ્પર્સરૂપ રસ અને ગંધ વિગેરે વિષયોમાં આશક્ત હોવાથી તે બાહ્યમુખવૃત્તિ વડે બાહ્ય પદાર્થમાં પોતાનું સુખ કલ્પી તેને પદાર્થમાં સુખશાન્તિ ભાસે છે, અને તે અનેક પદાર્થ મેળવવા પ્રયત્ન કરે છે. ત્યાં શું બને છે કે પહેલાં એક પદાર્થનો સંકલ્પ કરી તે મેળવવા પ્રયત્ન કરતો ચિંતા સેવે છે અને કદાચ પોતાનો ધારેલો પદાર્થ મળે એટલે ક્ષણિક સંતુષ્ટ થઇ બીજા પદાર્થનો સંકલ્પ અને બીજો સંકલ્પ પૂરો થતાં ત્રીજો એમ એના સુખનો વિષય એક પણ સ્થિર રહેતો નથી. એમ નવાનવા પદાર્થ મેળવવા વૃત્તિ વલવલતી રહે છે. હવે વિષયો સાચું સુખ અર્પતા નથી, એટલુંજ નહીં પણ વિષયો વિષવત્ત એટલે ઝેર જેવા છે. એવી શાસ્ત્રાની ગર્જનાને એ સાંભળતો નથી અને કદાચ સાંભળવામાં આવે તો તે તરફ દુર્લક્ષ કરે છે અને વિષયોમાં તનમન ઇંદ્રિયને પ્રાણનો ભોગ આપી દે છે.

હવે જેમ એક બાળક રોગી થાય, એને કડવા ઓસડ મા પાવા જતાં એ પીતો નથી ત્યારે એને માતા હું તને દરાખ આપીશ, કેરી આપીશ એમ લાલચ આપી કડવું ઓસડ પાઇ રોગ સારો કરે છે. તેમ શાસ્ત્રોએ આવા વિષયી પુરૂષોને વિષય-વાસનાના રોગમાંથી બચાવવા—અમૂક કર્મ કરવાથી સૂર્યલોકની પ્રાપ્તિ, અમૂક કર્મ કરવાથી ચંદ્રલોકની પ્રાપ્તિ—આવી લાલચ આપી શુભકર્મમાં પ્રવૃત્તિ કરાવવા પ્રયત્ન કર્યો છે અને એવા શુભકર્મની પ્રવૃત્તિમાંથી કોઇ સાચા સંતનો ભેટો થશે, અને એવા સંતની એના પર કૃપા થાય અને એને પોતાના સ્વરૂપનું ભાન કરાવે જેથી એ સાશ્વત (અખંડ) શાન્તિને પ્રાપ્ત થશે. એવી શાસ્ત્રોએ આશા રાખી એને રોચક (લાલચ) બોધ કર્યો છે.

વળી બીજો અધિકાર ભેદને લઇ ભયાનક બોધ પણ કર્યો છે.

મનુષ્યની વૃત્તિ કોઈપણ વિષયમાં પ્રવેશ કરવા પહેલાં તેમાં આનંદ પ્રાપ્ત કરવા એ પોતાની બાહ્યવૃત્તિને ખેંચી ક્ષણિક ચિત્તની એકાગ્રતા કરે છે અને પછી પ્રાપ્ત વિષયમાં પ્રવેશ કરે છે. હવે જ્યારે જ્યારે ચિત્તની એકાગ્રતા થાય છે ત્યારે પોતાના આનંદ-સ્વરૂપ આત્માનોજ ભાસ થાય છે. એ આણુંદ એ પદાર્થથી થયો એવું વિપરીત જ્ઞાન એને થાય છે. પણ આત્માસ્વતાસિદ્ધ આનંદ-રૂપ છે અને એ આત્મા આનંદનું કારણ છે એ વાત એને સમજાતી નથી. જો કોઇપણ પદાર્થથી આનંદ થતો હોય તો તે પદાર્થ જ્યાં સુધી આપણી સમિપ હોય ત્યાં સુધી આનંદ અક્ષય રહેવો જોઈએ પણ તેમ બનતું નથી. કેમકે, પદાર્થનો ભોગકાળે ક્ષણિક આનંડ થઈ વૃત્તિ બીજા પદાર્થમાં ગઇ એટલે આનંદ નષ્ટ થાય છે. માટે આનંદનું કારણ વૃત્તિની એકાગ્રતા હોવા છતાં એ વિષયોમાં શોધ્યા કરે છે. જેમ હીરો તેજને શોધે, બરફ શીતળતા શોધે, અગ્નિ ઉષ્ણતા પ્રાપ્ત કરવા તિર્થજાત્રા કરે તેમ વિચાર કરતાં સમજાય છે કે હીરામાં તેજ છેજ. બરફ પોતે શીતળ છેજ. અગ્નિ પોતે ઉષ્ણ છેજ. છતાં જેમ પોતાના સ્વરૂપનું ભાન નહીં હોવાથી તે દુઃખી અને દૈન્ય રહે છે તેમ મનુષ્ય પોતાના સદ્ચિત્ત આનંદસ્વરૂપને ન જાણી ભટકે છે. અર્થાત : બહાર શોધે છે.

હવે ત્રીજોઃ– જીજ્ઞાસુ પુરૂષ એટલે જાણવાની ઇચ્છાવાળો અથવા એને મોક્ષેચ્છુ પણ કહે છે. એવો મોક્ષેચ્છુ પુરૂષ જે છે તે પોતાના ગૃહસ્થાશ્રમમાં રહી અથવા કોઇપણ આશ્રમનું પાલન કરતો છતાં આ સંસારના વિષયો કાળે કરીને નાશ થાય છે એટલે વિનાશી છે માટે અવિનાશી સુખ શેમાં હશે એવા અનુમાનથી નિત્ય સુખ માટે તે શાસ્ત્રો તથા સંત પુરૂષો પાસે બોધ લેવા જાય છે ત્યાં શ્રુતિસમર્તિના નાના પ્રકારના બોધથી તર્કવિતર્કની જાળમાં ફસાય છે. પણ એમાં મોક્ષની તિવ્ર ભાવનાવાળા પુરૂષને સાચા સંત મળી આવે છે અને તે સંતદ્વારા એને આત્મબોધ પ્રાપ્ત થાય છે.

હવે ચોથો જ્ઞાનીઃ– પણ તેમાં સામાન્ય જ્ઞાની ઘણા. તેનો

ભેદ એવો છે કે, આત્મા અવિનાશી સદ્‌ચિત્ત આનંદ કહેતો છતાં તે રસજ્ઞ નથી એટલે આનંદમાં રહેતો નથી. પરમાત્મા સર્વવ્યાપક સમજી શકતો છતાં નિર્ભય રહેતો નથી. જ્યાં સદ્‌ચિત્ત આનંદ બ્રહ્મ વિલસ્યો છે ત્યાં હું કોણ એ તો પ્રભુ અનંતરૂપે લીલા કરી રહ્યો છે એ નહીં સમજાવાથી આપા પણાનો ત્યાગ કરતો નથી. કેટલાક જ્ઞાની એવા હોય છે કે જેને વાદવિવાદ કરવાની બહુ હોંશ હોય છે પણ પોતાને એક વાતનો નિશ્ચય હોતો નથી. વળી અનેક પ્રકારની યુક્તિના વાક્યોથી પોતાનો મત કેટલાક જ્ઞાનના વાક્યોને આગળ ધરી સાબીત કરવામાં કાળક્ષેપ કરે છે અથવા જે નિંદા કરવામાં, પારકા દોષો જોવામાં લક્ષ રાખી જ્ઞાનની વાતો કરે છે આવા અનેક પ્રકારના જ્ઞાની પણ જેની વાસના નષ્ટ થઇ નથી એવા જ્ઞાની મૂક્ત હોતા નથી.

હવે મૂક્ત પુરૂષ વિષે વિચાર કરીશું. જે પુરૂષે સદ્‌ગુરૂ સત્યશાસ્ત્રના બોધમાં અચળશ્રદ્ધા રાખી શાસ્ત્રના વાચાર્થની પેલે પાર જે લક્ષારથ રહ્યા છે ત્યાં તે પહોંચી જાય છે જેથી તેને યથાર્થ બોધ થાય છે. હવે આવા શાસ્ત્રોના બોધ, કર્મ, ભક્તિ, જ્ઞાન, અને યોગાદિક મુમુક્ષુ પુરૂષે શી રીતે પ્રાપ્ત કરવા તે વિષે હવે વિચાર કરીએ.

પ્રત્યેક મનુષ્યને સુખ, જ્ઞાન અને સ્વતંત્રતાની ઈચ્છા સ્વભાવિક હોય છે. કોઇપણ મનુષ્ય દુ:ખની ઇચ્છા કરતો નથી, તેમ અજ્ઞાની રહેવાની પણ ઈચ્છા હોતી નથી, તેમ પરતંત્રતા પણ ગમતી નથી. આ ઇચ્છામાં પશુ પણ ખીલે બાંધેલું મુંઝાય પણ જો એને છુટું કરવામાં આવે તો આખો મહોલ્લો કુદી વળે. અર્થાત : સ્વતંત્રતા પશુને પણ પ્રિય છે. હવે આવી સુખ, જ્ઞાન અને સ્વતંત્રતાની સ્વભાવિક ઈચ્છાનું કારણ તપાસીશું તો માલમ પડશે કે કોઇ માણસ અજાણ્યા ગામમાં કદાચ કોઈ કારણસર જઇ ચઢે તો શું કરે છે! પોતે જો સોની હોય તો ગામમાં પૂછે કે આ ગામમાં કોઈ સોનીના ઘર છે? પોતે જો વાણીઓ હોય તો પૂછે કે આ ગામમાં કોઇ વાણીઆના ઘર છે? પોતે જો બ્રાહ્મણ

હોય તો પૂછે કે આ ગામમાં કોઇ બ્રાહ્મણના ઘર છે ?

અર્થાત : પોતપોતાની સ્વજાતિને શોધે છે તેમાં આનંદ માને છે. આ ઉપરથી એમ અનુભવ થાય છે કે આત્મા સુખરૂપ, આત્મા જ્ઞાનસ્વરૂપ, આત્મા સ્વતંત્ર પોતેજ હોવાથી તે પોતાની સ્વજાતિ ધાતુમાં આકર્ષાય છે. લોહચુંબક જેમ લોહને ખેંચે છે પણ બીજી ધાતુને નહીં તેમ આત્મા સુખરૂપ હોવાથી તે સહજ સ્વભાવે સુખ તરફ આકર્ષાય છે. આત્મા પોતે જ્ઞાનરૂપ હોવાથી તે તરફ ખેંચાય છે. આત્મા પોતે સ્વતંત્ર હોવાથી તે સ્વતંત્રતા તરફ વહન થાય છે એ વાત અનુભવપૂર્વક સમજાય છે. સ્વજાતિ ધાતુ, સ્વજાતિ ધાતુને આકર્ષિત કરવું એ સૃષ્ટિકર્મનો અનાદિ સિદ્ધ નિયમ છેજ અને તે પ્રમાણે થાય છેજ. આ રીતે આત્મા સુખરૂપ, જ્ઞાનરૂપ અને સ્વતંત્રરૂપ સિદ્ધ થાય છે.

આ ઉપર એક બીજું દ્રષ્ટાંત લઇશું : એક ગૃહસ્થને ઘેર સાત-આઠ વર્ષનો છોકરો હોય, તે માબાપને એટલો વ્હાલો હોય છે કે તેને ખોળામાં બેસાડે, અનેક રીતે લાડ લડાવે અને જોઇ જોઇ માતા-પિતા આનંદને પ્રાપ્ત થાય છે. પછી કદાચ કાળે છોકરો કોઈપણ રોગગ્રસ્ત થઇ મરી જાય અને પછી તેનું મૂડદું જોઈ માબાપની છાતી ફાટી જાય. હવે જે શરીર જોઇને આનંદ પેદા થતો તે શરીર જોઇને શોક પેદા થયો, જે શરીરને સ્પર્શ કરી આનંદ થતો તે શરીર અપવિત્ર થઇ ગયું, જેને અડકી નહાવું પડે, જે સૌચ (પવિત્ર) હતું તે અપવિત્ર થઇ ગયું, જે શરીર સાંઠ-પોણોસો કે સો વર્ષ સુધી દુનિયામાં રહેનારૂં તે તુરતજ વિકારી થઇ ગયું, ગંધાવાની-ફૂલી જવાની ધાસ્તીથી બાળી મુકવામાં આવ્યું. આ ઉપરથી પણ એમ સમજાય છે કે આત્મા પોતાના પ્રભાવ વડે શરીર ને સૌંદર્ય રાખે છે અને લાંબા વખત સુધી ટકાવી રાખવાનો પ્રભાવ પણ એ આત્માનોજ સમજાય છે.

હવે સત્યપ્રિય અને આનંદરૂપ શરીર નથી પણ આત્મા છે. આત્મા વડે શરીર પ્રિય લાગતું, આત્મા વડે શરીર આનંદરૂપ લાગતું અને નિત્ય ટકનારૂં દેખાતું તે જેમ એક ગૃહસ્થને ત્યાં

વેવાઈ પરોણા આવે અને વેવાઇ સાથે આવેલ એમના નોકરની પણ સ્વાગત કરવામાં આવે તથા તે પ્રિય પણ લાગે. પણ તે વેવાઈ વડે કરી જેમ પ્રિય લાગે છે તેના વડે તે પ્રિય નથી તેમ આત્મા વડે કરી શરીર પ્રિય લાગે છે. શરીર વડે શરીર પ્રિય નથી એ નક્કી થાય છે. અને એ વિચાર વડે જ્ઞાની આત્મા-અનાત્માનો વિવેક કરનારો ને દેહઇંદ્રિય આદિ મિથ્યા દુઃખરૂપ સમજી આત્મા જે બધા સુખનું મૂળ છે તેમાંજ પ્રેમ કરનારો હોવાથી-તે યથાર્થ જ્ઞાની અને મૂકત કહેવાય છે. હવે જ્ઞાની કોને કહેવાય તે વિષે એક સાદીસમજ અને તેની વ્યાખ્યા જ્ઞાની એટલે જ્ઞેય, પદાર્થ અને જ્ઞેય એટલે પામવાનો પદાર્થ. હવે પામવાના પદાર્થનું જ્ઞાન તેને જ્ઞાન કહેવાય છે અને તે જ્ઞાન જેને હોય છે તે જ્ઞાની કહેવાય છે.

હવે મનુષ્યને પામવાનો પ્રિય પદાર્થ કયો છે તે વિષે વિચાર કરીશું. કોઇ એમ વિચાર કરશે કે મારે તો ધનજ પામવાનો ધ્યેય છે, કોઈ કહેશે કે મારે પુત્રનીજ ઇચ્છા, કોઈ કહેશે કે મારે સ્ત્રી મેળવવાનો ધ્યેય પણ આ ઉપર વાસ્તવિક વિચાર કરીશું તો સમજાશે કે ધ્યેય વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ શું છે? હવે એ ઉપર એક દૃષ્ટાંત લઈશું કે એક ગૃહસ્થને ત્યાં છોકરો બિમાર પડયો, માંદગી વધી ગઇ, ડોકટરોની દોડાદોડ થઈ, સગાંવ્હાલા ભયભિત બન્યા, આ વખતે આ માણસ પોતાના પુત્રને સારો કરવા પૈસાની જરા પણ દરકાર કરતો નથી. ભલે પૈસા ગમે તેટલા વપરાઇ જાય પણ છોકરો સારો થાય તો બસ થયું. આ ઉપરથી એમ સમજાય છે કે પૈસા કરતાં પણ માણસને પુત્ર વધારે વ્હાલો છે અને પુત્ર કરતાં શું વ્હાલું છે? તો દુકાળના સમયમાં અથવા આગ લાગી હોય એવા વિકટ સંજોગોમાં માણસ પોતાના વ્હાલા પુત્રને તજી દઇ પોતાના શરીરનું રક્ષણ કરે છે એટલે પુત્ર કરતાં પણ પોતાનું શરીર પ્રિય ઠરે છે. હવે પોતાના શરીરમાં શું પ્રિય છે? ધારો કે કોઇ જગ્યાએ લાઠીની મારામારી ચાલી રહી હોય, તેમાં કોઇ માણસ વચમાં આવી જાય તો તે પોતાના આંખ, કાન,

મસ્તક વિગેરે બચાવવા પ્રયત્ન કરતો જોવામાં આવે છે. એટલે હાથ ઉંચા કરી તે પર તથા વાંસા પર લાકડી ઝીલવા તૈયાર થઈ જે જ્ઞાનેદ્રિય છે તેને બચાવવા પ્રયત્ન કરે છે. તો આ ઉપરથી એમ સમજાય છે કે આખા શરીરમાં જ્ઞાનેદ્રિયો વિશેષ પ્રિય છે.

હવે ઇંદ્રિયથી વિશેષ પ્રિય શું છે? તો કોઈ માણસ આંખ, કાન કે નાક આદિ કોઈપણ ઇંદ્રિય બગડી ગઈ હોય અને ડોકટર કહે કે આ તો ઓપરેશન કરીને કાઢી નાંખવી પડશે, નહીં તો પાછળથી ઘણું નુકશાન થશે. એટલે માણસ પોતાના પ્રાણનું રક્ષણ કરવા કોઈપણ ઇંદ્રિયને ઓપરેશન કરાવી પોતાના પ્રાણનું રક્ષણ કરતો હોવાથી પ્રાણ અધિક પ્રિય ઠરે છે.

હવે પ્રાણથી અધિક પ્રિય શું છે? માણસ જ્યારે ભયંકર માંદગીમાં સપડાય છે અને દુઃખ નથી વેઠાતું ત્યારે એ એમ કહે છે કે, હવે તો આ પ્રાણ નીકળી જાય તો હું સુખી થાઉં. એટલે પ્રાણ કરતાં હું એટલે આત્મા વિશેષ પ્રિય છે. એ વાત સાબીત થાય છે કે આત્માથી કોઈ વસ્તુ અધિક પ્રિય નથી. પરમ પ્રેમાસ્પદ આત્માજ છે અને તે મનુષ્યનું વાસ્તવિક સ્વરૂપ છે છતાં મનુષ્ય પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી દેહ અને તેના ધર્મો પોતાનામાં અંગીકાર કરી ભૂલો પડયો છે. એવા ભૂલા પડેલા જીવોને અજ્ઞાની કહેવાય છે. કારણ કે, એવા અજ્ઞાની જીવ બાહ્ય પદાર્થને જુએ છે. ઘણા દેશ જોઈ વળે, ઘણા પદાર્થનું જ્ઞાન મેળવે, ઘણી બાહ્ય ચીજોનું અવલોકન કરી તેનું જ્ઞાન એ મેળવે છે પણ જોનારો બાહ્ય પદાર્થના જ્ઞાન અને તેના અભિમાનમાં પોતાને જોતો નથી. એટલે હું કોણ છું એ સંબંધી એ વિચાર કરતો નથી માટે અજ્ઞાની કહેવાય છે.

**અનાતમમેં બુદ્ધિ આત્મા, અશુચ શુચ દુઃખ સુખધાર.**

અનિત્ય વિષે નિત્ય બુધ્ધિ એ અવિદ્યા ચાર પ્રકાર જે સ્વભાવે જડ છે તેમાં ચૈતન્ય બુધ્ધિ જે સ્વભાવે અપવિત્ર છે તેમાં પવિત્ર બુધ્ધિ જે સ્વભાવે અનિત્ય છે તેમાં નિત્ય બુધ્ધિ દુઃખરૂપ હોવા છતાં સુખ બુધ્ધિ આવા પુરૂષોને અજ્ઞાની કહેવાય છે. હવે એવા

અજ્ઞાની જીવો માટેજ શાસ્ત્રોએ કર્મ, ભકિત અને પછી જ્ઞાન એમ શૈલીબંધ જે ઉપદેશ કરેલ છે તે વિષે વિચારીશું. મનુષ્યને પોતાના વાસ્તવિક સ્વરૂપ જાણ્યા પછીજ યથાર્થ શાન્તિ થાય છે પણ બહીર્મૂખવૃત્તિ વડે જે વિષયોમાં શાન્તિ ભાસે છે પણ તે અજ્ઞાન-જન્ય હોય છે. જેમ બાળક મોંમાં અંગુઠો રાખી ચુસે છે અને આનંદને પ્રાપ્ત થાય છે પણ તે મોટો થયા પછી કોઇ દીવસ મોંમાં અંગુઠો ઘાલી ચુસતો નથી. કેમ કે, તેને સમજાય છે કે આમાં તો પોતાની લાળનુંજ પાન થાય છે. માતાના સ્તનપાનથી શરીરને પોષણ મળે છે તે કાંઇ અંગુઠો ચુસે મળે નહીં. એ જેમ આનંદ એક તો ભ્રાંતિજનક ને એક વાસ્તવિક. હવે એવી બહીર્મૂખ-વૃત્તિમાંથી અંતરમૂખવૃત્તિ કરાવવા શુભ કર્મમાં એની પ્રવૃત્તિ કરાવવાનો શાસ્ત્રોનો આશય હોય છે. હવે એ શુભ કર્મમાં પ્રવૃત્તિ શી રીતે કરે, ત્યારે તેને અનેક પ્રકારની લાલચો બતાવી અને વળી તેની સાથે અનેક પ્રકારના ભય પણ બતાવવામાં આવ્યા. જેમ માતા પોતાના બાળકને જ્યારે એ ઉન્મતદશાને પ્રાપ્ત થાય રાડે ચઢે ત્યારે માતા એને લાલચના અનેક પ્રકારના વાકયોથી શાન્તિ પમાડે તેમ ન માને તો ભય પણ બતાવે એ રીતે શ્રુતિ-માતા પણ જીવને એની ઉન્મત અવસ્થા ટાળવા અધિકારભેદને લઇ નાના પ્રકારના ઉપદેશ કરે છે.

હવે કર્મ જો નિષ્કામભાવે થાય તો અંતઃકરણ શુધ્ધ થાય છે. અને ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા થાય છે. જેમ કોઈ માણસને દૂધ લાવવું હોય તો તે દૂધ ભરવા વાસણ માંજેલું જોઇએ અને કાણું નહીં હોય. કેમ કે, દૂધ ગળી જાય તેમ જ્ઞાનરૂપ અમૃત ભરવા અંતઃકરણરૂપ પાત્ર પવિત્ર જોઇએ. અને વિક્ષેપદોષ એટલે ચંચળતા. ચંચળતારૂપ કાણા વાસણમાં જ્ઞાનરૂપ દૂધ નીકળી જાય. માટે સારા પ્રકારે અંતઃકરણની શુદ્ધિ થઈ હોય, ચિત્ત સ્થિર હોય તો સદ્ગુરૂ જે ઉપદેશ કરે તે ઠરી શકે. અર્થાત: તે ટકે છે. ઘણા માણસો સતસંગમાં કથા-કિર્તનમાં જાય છે પણ ઘડી પછી પૂછો તો કાંઇ નહીં-ભુલી જવાય છે એમ કહે છે. પણ

એનું ખાસ કારણ વૃત્તિની સ્થિરતા નહીં હોવાથી તે વાત યાદ રહેતી નથી. આ રીતે શાસ્ત્રોનો ઉદ્દેશ માત્ર મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થાય અને તે જ્ઞાનરૂપ સાધન વડે પોતાના સદ્‌ચિત્ત આનંદસ્વરૂપને ઓળખી શકે એવા હેતુથી કર્મ-ભક્તિનો ઉપદેશ કર્યો.

હવે અહીં કેટલાક જીવો કર્મો કરવામાં તથા ભક્તિ કરવામાં સાચા હેતુ ન સમજી જે ભૂલો કરે છે તે વિષે એક દૃષ્ટાંત આપીશું:— જેમ એક માણસ દૂધ લાવવા માટે વાસણ માંજવા બેસે અને તે માંજવામાં ને માંજવામાં આ દૂધ ભરવા માટે હું માંજુ છું એ વાત ભૂલી જઈ વાસણ માંજવામાંજ પોતાના કર્તવ્યની સમાપ્તિ સમજી રહે છે તેમ મનુષ્ય અંતઃકરણ શુદ્ધ કરવા તિર્થ, વ્રત, હોમ, હવન, યજ્ઞ, યાગ વિગેરે જે જે કાંઇ કર્મ કરે છે પણ તે શુધ્ધ કરી જ્ઞાનરૂપ અમૃત ભરવાનું ભૂલી જઈ બાહ્ય કર્મોમાંજ પોતાની સાચી કર્તવ્ય સમાપ્તિ સમજે છે. આવી ભૂલો સમજાય છે ત્યારે પ્રશ્ચાતાપનો પાર રહેતો નથી. મનુષ્ય શરીરરૂપ સાધનની સુંદર તક વખતોવખત મળતી નથી. માટે જ્ઞાન પિપાસુએ સાચા સંતનું શરણ ગ્રહણ કરી જ્ઞાન પ્રાપ્ત કરી લેવું એવી વાંચકો પ્રત્યે લેખકની યાચના છે.

હવે ભક્તિની સાચી ભુમિકા શું છે તે વિષે વિચારીશું:- એક સ્ત્રી જેમ પતિવ્રતા ધર્મ પાળનારી હોય, તે જેમ પોતાના પતિને સવાર-સાંજ ચંદન-પૂષ્પ ચઢાવી વંદન કર્યા કરતી નથી, તેમ તેમના નામની માળા ફેરવ્યા કરતી નથી, તેમ સવાર-સાંજ આરતિ ઉતારી હાથ જોડી પ્રાર્થના નિત્ય નિયમ ધારી કરતી નથી છતાં પતિવ્રતા કહેવાય છે. તેનું કારણ ફક્ત પોતાના સ્વામિના વિચાર પ્રમાણે જેનું જીવન જેણે પોતાનું પોતાપણું ગુમાવી સ્વામિમાંજ રસબસ થઈ રહેનાર શરીર, વાણી, મન જેણે સ્વામિને અર્પણ કર્યું છે, જે સ્વામિનું નામ દેવામાં પણ ઐક્યપણાનો બાધ જોતી હોવાથી જે અવાચ્ય પદને પ્રાપ્ત થાય છે.

અર્થાત : પોતાના સ્વામિનું નામ પણ લેતી નથી તેમ સ્વતંત્ર થઈ કોઈ કર્મ તો કરેજ શાની ? જે પોતાના સ્વામિના દરેક કાર્યમાં

સહચારિણી તરીકે-સેવકભાવે રહેનારી હોવા છતાં અભેદભાવે જેનું જીવન પૂર્વાચાર્ય ભક્ત અખાજીએ લખ્યું છે કે:—

પતિવ્રતા તે જે પિયુને ભજે,
અને અનાયાસે તે અવરને તજે.
પતિવ્રતાના વસ્ત્ર સાંધ્યા જેમતેમ,
પણ તેની બરોબરી વેસ્યા કરશે કેમ.
પતિવ્રતા જો કુરૂપની હોય,
પણ મોટો ગુણ માંહી પતિવ્રત જોય.
પતિવ્રતા તે જે સાચું વદે,
અને સાચું બોલ્યું કોને ન સદે.

અર્થાત : પતિવ્રતા સ્ત્રી જેમ પોતાના સ્વામિ સીવાય અન્યમાં જેમ પ્રેમ કરતી નથી તેમ સ્વામિની આજ્ઞાને આધિન થઇ કોઇ પણ ઉત્તર પ્રશ્ન વગર સેવકભાવે જીવન ગાળનારી પતિવ્રતા કહેવાય છે. આ ઉપરથી ભક્તિનું સાચું સ્વરૂપ આપણી ધ્યાનમાં સ્હેજે આવે એમ છે. પરમાત્માની ભક્તિ એટલે પ્રભુની મરજી પ્રમાણે જેનું જીવન અને જે કાંઈ છે તે બધું પ્રભુનું છે. પોતાનું પોતાપણું પ્રભુમાં સમર્પી પ્રભુ સાચી ઐક્યતા પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા એજ સાચી ભક્તિ.

પ્રભુ સાથે જે સંબધ તે બે પ્રકારનો—જેમ એક કપડું આપણે પહેરીએ એટલે શરીર અને કપડાંને સંબંધ થાય છે. પણ જ્યારે કાઢી નાંખીએ ત્યારે છુટાપણું પણ થાય છે.

હવે બીજો એક સંબંધ એવો છે જે સમુદ્રનું જળ અને ગંગાનું જળ બંને ભેગા કરી દેવામાં આવે અને પછી જેમ તેનો છુટાપણાનો સંભવ નથી કદી તે જુદું પડતું નથી. આ સંબંધને શાસ્ત્રકારો તાદાત્મ સંબધ કહે છે અને તે સાચો સંબંધ છે. એવા સાચા સંબંધ માટે જે કાંઈ પ્રયાસ કરવામાં આવે છે તેજ ભક્તિ કહેવાય છે. અને એવી સાચી ભક્તિથી એટલે જ્ઞાનયુક્ત ભક્તિથી મનુષ્ય પરમપદને પ્રાપ્ત થાય છે એટલે સાચા સુખને વરે છે.

હવે જ્ઞાન જે સઘળા સુખનું મૂળ કહેવાય છે તે વિષે વિચારીશું:– જ્ઞાન એટવે જ્ઞેય પદાર્થ અને તે જ્ઞેયરૂપ સતૃચિત્ત આનંદ સ્વરૂપ આત્માનું ભાન જેને કહેવાય છે તે જ્ઞાન. હવે સત્ય એટલે શું? જે ત્રણે કાળમાં જેનો નાશ નહીં તેનું નામ સત્ય. હવે ચિત્ત એટલે ત્રણે કાળમાં સર્વને જાણે છે એથી ચિત્ત કહેવાય છે. ને આનંદ એટલે ત્રણે કાળમાં જે પ્રીતિ ને વિષય હોય છે તે આનંદ કહેવાય છે.

હવે આપણે આ પંચભૂતના શરીરમાં હું કરીને બોલીએ, ચાલીએ, વ્યવહાર કરીએ છીએ તે હુંનું સ્વરૂપ સમજી લઇએ. હું એટલે આત્મા જે સત્ય છે તે કેવી રીતે જાણવું? આત્મા જાગૃતમાં છે, સ્વપ્નામાં પણ છે અને સુસુપ્તિ એટલે ગાઢ નીંદ્રામાં પણ છે માટે ત્રણે અવસ્થાનો સાક્ષી એટલે જાણનાર અવસ્થા જેને ન જાણી શકે માટે મિથ્યા છે. હવે પ્રાતઃકાળમાં હું છું, મધ્યાહ્નકાળમાં હું છું તથા સાયંકાળમાં પણ હું છું. એજ રીતે પક્ષ વિષે, માસ વિષે, વર્ષ વિષે પણ હુંજ છું. બાલ્યાવસ્થા વિષે, યુવાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં પણ હુંજ છું. પણ તે અવસ્થા મારામાં નથી માટે મિથ્યા છે અને હું દેશકાળ અવસ્થા, ભૂત, ભવિષ્ય, વર્તમાનમાં તથા દરેક યુગમાં તથા મનવંતરમાં પણ હું છું. અને મારાથી ભિન્ન નામરૂપ પદાર્થ દરેક કાળમાં નહીં હોવાથી તે મિથ્યા છે, તેમ જડ વિકારી અને દુઃખરૂપ છે. જેમ જાગૃત અવસ્થાને હું જાણું છું પણ તે મને જાણી શકતી નથી માટે જડ છે. સ્વપ્નને હું જાણું છું પણ તે મને જાણી શકે નહીં માટે જડ છે. સુસુપ્તિને હું જાણું છું પણ તે મને જાણી શકે નહીં માટે જડ છે. અને હું ચેતન છું તેમ જાગૃત અવસ્થા વિષે પ્રિય છું, તેમ સ્વપ્ન અવસ્થા વિષે પ્રિય છું, તેમ સુસુપ્તિ અવસ્થા વિષે પણ હું પ્રિય છું. માટે હું આનંદરૂપ છું.

હવે ધન, સ્ત્રી, પુત્ર વિગેરેમાં પ્રેમ છે તે આત્માને લઇને છે પણ આત્મામાં જે પ્રેમ છે તે ધન, સ્ત્રી, પુત્રને લઇને નથી. માટે આત્મા પરમપ્રિય છે અને આ દેહ કે જે પંચભૂતના

વિકારરૂપ જડ તથા વિકારી છે એ વિવેકથી વિચાર કરતાં સમજાય છે. હવે એવો આત્મા–અનાત્માનો વિવેક કરી પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણી તેમાં પ્રેમ કરનાર જ્ઞાની કહેવાય છે.

હુંનું સ્વરૂપ સમજવા શંકરાચાર્ય મહારાજ નિર્વાણ પ્રકરણમાં સમજાવે છે—ખરેખર સમજવા જેવું છે.

મનોબુધ્ધ અહંકાર ચિત્તાની નાહં, ન ચ શ્રોત્રજીવ્હે નચઘ્રાણ નેત્રે,
ન ચ વ્યોમ ભૂર્મી ન તેજો ન વાયુ, સચ્ચીદાનંદ રૂપં શીવોહં શીવોહં.

ન ચ પ્રાણ સંગયો નવે પંચ વાયુ, નવા સપ્ત ધાતુ નવા પંચકોશ,
નવાક પાણી પાદં નચો પસ્થ પાયુ, સચ્ચીદાનંદ રૂપં શીવોહં શીવોહં.

નમે દ્વેષરાગો નમે લોભ મોહો, મદો નૈવ મે નૈવ માત્સર્ય ભાવાઃ
ન ધર્મો ન ચાર્થો ન કામો ન મોક્ષાઃ સચ્ચીદાનંદ રૂપં શીવોહં શીવોહં.

ન પૂન્યં ન પાપં ન સુખં ન દુઃખં, મંત્રો ન તિર્થો ન વેદા ન યજ્ઞાઃ
અહં ભોજનં નૈવ ભોજયં ન ભોક્તા, સચ્ચીદાનંદ રૂપં શીવોહં શીવોહં.

ન મૃત્યુ ન શંકા નમે જાતી ભેદા; પિતા નૈવ મે નૈવ માતા ચ જન્માઃ
ન બંધુ ન મિત્રં ગુરૂ નૈવ શિષ્યા, સચ્ચીદાનંદ રૂપં શીવોહં શીવોહં.

અહં નિર્વિકલ્પો નિરાકારરૂપી વિભૂત્વાચ્ચ સર્વત્ર સર્વેન્દ્રિયાણી,
ન ચા સંગતં નૈવ મૂકિતર્ન મેય, સચ્ચીદાનંદ રૂપં શીવોહં શીવોહં.

ઉપરના શંકરાચાર્ય મહારાજના ઉપદેશથી એ વાત નક્કી થાય કે આ પંચભૂતાત્મક શરીર જેમાં પાંચ જ્ઞાનઇંદ્રિય તથા પાંચ કર્મઇંદ્રિય મન બુદ્ધિ આદિ જે છે તે હું નહીં તેમ તેના ધર્મો પણ મારામાં નહીં. હું તો સદ્‌ચિત આનંદસ્વરૂપ સુધ્ધબુધ્ધ નિત્ય મૂકતજ છું. મારા સ્વરૂપમાં ભકિત તથા મૂકિતની વાસના એ પણ એક પ્રકારની ભ્રાન્તિ છે. પૂર્વાચાર્ય ભકત અખાજીએ કહ્યું છે કેઃ—

**ભક્તિ મૂકિત વાંચ્છે એ ભ્રમ, તેથી અળગો આત્મ ધર્મ.**
**જીવ થઇ સ્થાપે ભક્તિ ભગવંત, જીવ થઇ મૂકિત મન માને જંત.**
**પણ આત્મ લક્ષમાં નહીં પર આપ, એ વણ સંતાને કેનો બાપ.**
**વણ જોનારે દર્પણ યથા, તો બિંબ પ્રતિબિંબની કોણ કહે કથા.**

**અખા દ્વૈત થયે ઉપાધ્ય, તન-મન વિના એ સાધન સાધ્ય.**
**નિવૃત્તિ-પ્રવૃત્તિ શમણાનું ધન, ઉધ્યોનર તેનું કરે જતન.**
**પણ જાગ્યે રૂડું કુડું ટળે, એમ સમજે અખા અર્થ સરે.**

હવે મનુષ્યને પોતાની વાસ્તવિક સ્વરૂપનું વિસ્મરણ થયું તેનું પાછું સ્મરણ કેમ થાય એવા હેતુથી વેદ, પુરાણ, ઉપનિષદ્, રામાયણ, મહાભારત વિગેરે સત્‌શાસ્ત્રો બોધ કરી રહેલ છે પણ તેમનો લક્ષ આપણે નહીં સમજી બીજેજ માર્ગે વહન કરીએ છીએ તેનું એક દૃષ્ટાંત આપીશું.

એક શ્રવણ હતો તે પોતાના આંધળા મા-બાપની સેવા કરતો હતો અને પોતાના આંધળા મા-બાપની કાવડ કરી સઘળી તિર્થ-યાત્રા કરી પંપા સરોવર પર આવ્યા. જ્યાં દશરથ રાજા શિકાર કરવા નીકળેલા તેનું બાણ શ્રવણને વાગ્યું અને શ્રવણ મરી ગયો. આ વાતની એમના મા-બાપને ખબર પડતાં શોકમાં એમણે પણ શરીર છોડ્યાં પણ શરીર છોડતાં દશરથ રાજાને શ્રાપ દઈ ગયા કે જેવા પુત્રવિયોગે હમો મરીએ છીએ તેવો તું પણ પુત્રવિયોગે મરશે. હવે આવી વાતોમાં જે પ્રબોધ છે તેને માણસ નથી મેળવી શકતો પણ ફક્ત વાતનેજ વળગી પડી વાતોમાંજ આનંદ માની વાસ્તવિક બોધથી પદભ્રષ્ટ થાય છે. જેમ મોતીની પેદાશ બસરામાં થાય છે. એક મોતી મેળવનાર ત્યાં ગયો. બસરાની ખાડીને કાંઠે પહોંચ્યો, મોતી આ ખાડીમાં થાય છે એ નક્કી કર્યું, છતાં મોતી કાંઈ એમ હાથમાં થોડા આવી ગયા ? મોતી પ્રાપ્ત કરનાર મધ્ય દરીએ જાય અને બુડકી મારે, તે એક બુડકી કે બીજી-ત્રીજીએ પ્રાપ્ત કરી શકે. તેમ આ શાસ્ત્રોમાં બોધરૂપી મોતી છે પણ ડુબકી માર્યા સીવાય બોધરૂપી મોતી મળે નહીં. બુડકી મારવા માટે શાસ્ત્રોએ યોગ માર્ગ બતાવ્યો:—

**ચિત્તવૃત્તિ નિરોધો ઈતિ યોગા:**

અર્થાત : ચિત્તની વૃત્તિ એકાગ્ર કર્યા સીવાય અને તે તે શાસ્ત્રોના શબ્દાર્થ, લક્ષાર્થ, તત્ત્વાર્થ સુધી બુડકી માર્યા સીવાય બોધરૂપી મોતી પ્રાપ્ત થતું નથી.

ઉપરના શ્રવણના દાખલામાંથી એક બોધ આપણે પ્રાપ્ત થાય છે તે વિષે વિચારીશું:- શ્રવણ શબ્દનો અર્થ સાંભળવું એવો થાય છે. અને નવધા ભક્તિમાં પણ પહેલી ભકિત શ્રવણ લખી છે આ વાત પર ધ્યાન આપીશું તો સ્હેજે સમજાય એવું છે કે શ્રવણ જન્મ્યું શેમાંથી ? અજ્ઞાનમાંથી જે વસ્તુ જેમાંથી પેદા થાય તે તેનો પિતા કહેવાય. એ ન્યાયે અજ્ઞાન એટલે આંધળું એમાંથી પ્રથમ શ્રવણ પેદા થયો. એટલે શાસ્ત્રોનું શ્રવણ કર્યું અને તિર્થ-વ્રત આદિ જે જે કર્મ કર્યું તે દેહાભિમાન નિર્વત નહીં થયેલું હોવાથી તે બધું અજ્ઞાન પોષાયું એટલે અજ્ઞાનરૂપ અંધ માતા-પિતાની સેવા થઇ. આખરે પંપા સરોવર પર આવ્યા એટલે આ પંચભૂતાત્મક શરીર પ્રાપ્ત થયું. તેમાં દશરથ રાજા શિકાર કરવા નીકળ્યા એટલે પાંચ જ્ઞાનઇંદ્રિય તથા પાંચ કર્મઇંદ્રિય એમ દશે ઇંન્દ્રિયનો રથી-એટલે હાંકનાર-એટલે કાબુમાં રાખનાર તે દશરથ રૂપ મન શિકાર કરવા નીકળ્યું. શિકાર જેમ પશુનો થાય તેમતેમ દશરથરૂપ મન કાંઇક વિચારના ઘર પર આવવાથી પશુવૃત્તિનો શિકાર એટલે નાશ કરવા તૈયાર થાય છે. આ પશુવૃત્તિનો નાશ થતાંજ શ્રવણ મરી જાય છે, એટલે સાંભળવાનું રહેતું નથી. જ્યાં વાત સમજાય એટલે શ્રવણ કરવાનું રહેતું નથી તેમ તેની સાથે અજ્ઞાન એટલે આંધળાપણું તે પણ નાશ પામ્યું કારણ, જ્ઞાન કહો કે સમજ કહો એ જેને પ્રાપ્ત થાય છે પછી અજ્ઞાન રહેતું નથી.

હવે દશરથરૂપ મનને વિચારદ્વારા આત્મારામની ઓળખ થઈ. પ્રાપ્તિ-અપ્રાપ્તિ એ ધર્મ મનના હોવાથી મનને પ્રાપ્તિ-અપ્રાપ્તિ હોય છે. માટે તે વિચારના ઘરમાં આત્માનું સદ્‌ચિત્ત આનંદપણાનું ભાન થયું અને શ્રુતિ-સ્મૃતિ વેદ પુરાણના પ્રમાણ વડે એ વાત નિશ્ચયમાં આવી એટલે રામનો જન્મ થયો. જેમ એક સ્ત્રી સગર્ભા અવસ્થામાં હોય ત્યાં સુધી જન્મ ન ગણાય પણ પ્રત્યક્ષ થવાથી જન્મ ગણાય તેમ આત્મા પ્રાપ્ત તો છેજ પણ તે પ્રત્યક્ષ અનુભવ-ગમ્ય થવાથી જન્મ ગણાય છે. અને એ આત્મારામના જન્મ પછી દશરથનું જે મરણ તેને ભાવ એમ છે કે જ્ઞાન પ્રાપ્ત થયા પછી

મનોનાશ અને વાસનાક્ષય એ જ્ઞાનની પરિપકવ ભૂમિકા ગણાય છે. માટે દશરથરૂપ મન મરી ગયું એટલે દશરથ મુવા.

હવે દશરથની આજ્ઞા પાળવા રામ વનમાં ગયા, જ્યાં સીતા તથા લક્ષ્મણ સાથેજ સેવામાં છે. આનો ભાવ એવો છે જે આ સંસાર મનનો છે. મનનું સ્વરૂપ શાસ્ત્રકારોએ લખ્યું છે કે:-

સંકલ્પ વિકલ્પાત્મક મન:

અર્થાત : સંકલ્પ વિકલ્પ જેમાંથી થયા કરે એને મન કહેવાય છે અને એ મન આ સંસારનું મૂળ છે. આ ઉપર ભક્તરાજ અખાજીનું કિર્તન સાંભળો:—

**મર્મ સમજો રે મનવા મેરા, તામે સમાસ હોય જબ તેરા.**
**મન જગતકો ધારણહારા, મન મુવે નિપજ્યા સંસારા.**
**લોક ચતુર્દશ રચ્યા હુયે મનકુ, તાતે પન પાવે બંધનકુ.**
**મન મુવે તે હુયે સબ રામા, લોક-પરલોકકી ભાંગી કામા.**
**મન મુવે તે રહેજે મનવા, સો હરીરૂપ જાણી લે જનવા.**
**કહે અખો રહ્યા નહીં બાકી, જબ હીકમત બુઝી ઘર વાકી.**

## પ્રિતમની વાણી.

**મમા માયા મનની જાણ, મારૂં તારૂં ખેંચમ તાણ.**
**પણ સઘળે સરખો આત્મરામ, સાંધા વાંધા એ મનના કામ.**
**માટે મન હરી ચરણે રાખ, મમા માયા મનની જાણ.**

ઉપરના બોધથી એટલું તો ચોક્કસ સમજાય છે કે, આ સંસાર મનનો અને આ બધી મનની દોડ છે એમ આપણે કહીએ છીએ. આ મન મરી ગયું એટલે નિરાશ થયું, આશારહિત થયું. જેમ ચણાને સેકી નાંખતા તે ચણા રહે છે પણ તે જમીનમાં વાવતા ઉગે નહીં, એટલે પૂનર્જન્મનો ગુણ ગયો. તેમ માણસનું મન વૈરાગ્યરૂપી ભઠ્ઠીમાં સેકાયું, એ મન નિરાશ થયું, એટલે એનો પૂનર્જન્મ નહીં.

હવે અંતર્યામિરૂપ રામચંદ્ર તથા લક્ષરૂપી લક્ષ્મણ અને શાન્તિરૂપી સીતા, દશરથરૂપ મનના સંકલ્પોથી એટલે આજ્ઞાથી વૈરાગ્યધારણ કરી બાહ્યસુખનો ત્યાગ કરી હૃદયવનના વનવાસી થયા.

અહીં દશરથરૂપમન, શાન્તિરૂપી સીતા, રામના વિયોગથી શોકાતુર બન્યું એટલે નિરાશ થયું. અહીં વનમાં નીકળેલા રામ-લક્ષ્મણ-સીતા નિષાદ રાજાના જંગલમાં આવે છે. રાજાને ખબર પડતાં રાજ્યમાં લઇ જવા પ્રાર્થના કરે છે, પણ વનવાસ નીકળેલા રાજ્ય સુખ ભોગવવા કેમ જાય! રામચંદ્રજીએ ના કહ્યું. હમો તો વનમાંજ નિવાસ કરીશું. પછી નિષાદ રાજાએ ત્યાં સ્વાગત કર્યું. ફળફળાદિ, જળ વિગેરે એક વૃક્ષની નીચે દર્ભની શય્યા કરી આપી. બધા સૂતા છે. આ દૃશ્ય જોઇ લક્ષ્મણજી પહેરો ભરે છે અને નિષાદ રાજા પણ પહેરા પર છે. અહીં નિષાદ રાજાને વિચાર આવે છે કે અહાહા! જે બાળકો દૂધના ફીણ જેવી મૂલાયમ શય્યા પર સુનારા તેની આજે આ દશા! એ કૈકેયી કેવી કઠોર હૃદયની. એવા એવા એને વિચાર થતાં હૃદય ભરાઇ આવ્યું. શોકથી વ્યાકુળ અંતઃકરણ થયું અને આંખમાંથી આંસુ વહેવા લાગ્યા. આ વાત લક્ષ્મણજીએ જાણી, નિષાદને પૂછયું: કેમ ભાઇ આમ શોક કેમ કરો છો? શું આપને દુઃખ છે તે મને કહો. ત્યારે નિષાદ રાજા કહે છે મને તો કાંઇ દુઃખ નથી, પણ આ મહારાજશ્રી રામચંદ્રજીનું દુઃખ જોઈ મને મહાન દુઃખ થયું છે કે આવા સુકોમળ રાજકુંવરની આજે આ દશા! આ વાત સાંભળી લક્ષ્મણજીએ નિષાદ રાજાને ઉપદેશ કર્યો છે. જેને લક્ષ્મણ ગીતા કહેવામાં આવે છે.

**બોલે લખન વચન મૃદુ બાની, જ્ઞાન વૈરાગ્ય ભક્તિરસ ખાની.**
**કાહુ ન કોઇ સુખદુઃખ કર દાતા, નિજ કૃત કર્મ ભોગ સબ ભ્રાતા.**
**યોગ-વિયોગ ભોગ ભલે મંદા, હિત-અહિત મધ્યમ ભ્રમ ફંદા.**
**ધરણી ધામ ધનુપુર પરિવારૂ, સ્વર્ગ-નર્ક જ્યાં સુધી વ્યવહારૂ.**
**દેખીએ સુનીએ ગુનીએ મન માંહી, મોહ મુલ પરમાર્થ નાહીં.**
**સ્વપ્ને હોય ભિખારી નૃપ, રંક ના કપટી હોય,**
**જાગે હાનિ ન લાભ કરછુ, એમ પ્રપંચ જીય જોય.**
**અસ વિચાર નહીં કીજીએ રોષુ, કાહુ ન બાદી દીજીએ દોસુ.**

લક્ષ્મણજી નિષાદ રાજાને સમજાવે છે કે કેમ શોક કરો છો?

ભાઈ સુખદુઃખ કાંઈ કોઈ તરફથી આવી મળતા નથી પણ પોત-પોતાના કર્મ વડેજ માણસને પ્રાપ્ત થાય છે. દુનિયામાં કોઈ દાતાર નથી કે તે આપણે ત્યાં નાંખી જાય. એ તો પોતેજ કર્મરૂપી રસીથી જકડાઇ જાય છે એમ સમજાવી સુખદુઃખ કર્મજન્ય છે એ વાત સાબીત કરી કહે છે કે, સુખદુઃખ કર્મજન્ય ખરૂં પણ એનું વાસ્તવિક સ્વરૂપ શું છે એ પણ સમજવા જેવું છે.

કેમ કે, એક વસ્તુનો યોગ થવો, એક વસ્તુનો વિયોગ થવો. એકમાં હિત જણાવું, એકમાં અહિત જણાવું. એકમાં ઉત્તમપણું, એકમાં મધ્યમપણું જણાવું. એ શું છે તો કહે છે કે ભ્રમ ફંદાઃ ભ્રાંતિનો ફંદ છે. વાસ્તવિક રીતે આપણા સ્વરૂપમાં આમાંનું કશું બન્યુંજ નથી. જેમ ઘાટ વાંકો ચુંકો હોય પણ સૂવર્ણમાં કાંઈ વાંક નહીં. શેરડી વાંકી પણ રસમાં વાંક નહીં. નદી વાંકી ચુંકી પણ પાણીમાં વાંક નહીં. એમ નામરૂપ પ્રપંચમાં આ બધું દેખાતાં છતાં તેનું અધિષ્ઠાન જે આત્મા છે તેમાં કાંઈ નથી. જે જે કાંઈ દેખાય છે, જે જે કાંઇ સંભળાય છે, મનન થાય છે તે વાસ્તવિક રીતે સત્ય નથી. એમ મિથ્યા નામરૂપ પ્રપંચમાં ફસી કે કોઈને પણ શું દોષ દેવો એમ સમજાવી આ પ્રપંચમાં ફસાવાના કારણ જણાવે છે.

**મોહ નિશા જગ સોવન હારા, દેખીએ સ્વપ્ન અનેક પ્રકારા.**
**યહ જગ જામની જાગહી જોગી, પરમાર્થ પ્રપંચ વિયોગી.**
**જાનીએ તબ યહ જીવ જગ જાગા, હોઇ વિષય વિલાસ વૈરાગા.**
**હોઇ વિવેકુ મોહુ ભ્રમ ભાગા, તબ રઘુનાથ ચરણ અનુરાગા.**

લક્ષ્મણજી નિષાદ રાજાને સમજાવે છે કે મોહરૂપી રાત્રીમાં સુતેલા જીવોને સુખદુઃખરૂપી સ્વપ્ના આવે છે. મનુષ્ય વિષયોમાં જ્યારે વૈરાગ્યવાળો થાય છે ત્યારે એ જાગ્યો સમજવો. મનુષ્ય જ્યારે વિવેક કરે છે ત્યારે એની મોહરૂપી ભ્રાંતિ ભાંગે છે અને ત્યારેજ એ પરમાત્મ પદને પ્રાપ્ત કરી તેમાં પ્રેમવાળો થાય છે. આ બોધ લક્ષ્મણજીએ નિષાદ રાજાને કર્યો ત્યારે તેને શાન્તિ પ્રાપ્ત થઈ.

હવે આ ઉપર આપણે વિચાર કરીશું તો શબ્દોમાંજ અર્થ અને ભાવ કેવા છુપાઇને રહેલા છે તે આપણે ચિત્તની એકાગ્રતારૂપ યોગથી તુરત સમજાય એવા છે. નિષાદનો અર્થ થાય છે શોક. મનુષ્ય જ્યારે સોકના રાજ્યમાં જાય છે ત્યારે એને દુ:ખજ દુ:ખ દેખાય છે. અને શોકને ટાળનાર લક્ષારથરૂપી લક્ષ્મણ છે. મનુષ્ય જ્યારે કોઈપણ વાતમાં જ્યારે જ્યારે લક્ષ આપે છે ત્યારે એને વાસ્તવિક વાત સમજાય છે પણ જ્યાંસુધી એ લક્ષ આપતો નથી ત્યાં સુધી એને કદી સમજાતું નથી.

અંતર્યામિરૂપ રામચંદ્રના ભાઇ એ લક્ષારથરૂપી લક્ષ્મણ સાથેજ રહે છે અને એ શેષનો અવતાર કહેવાય છે. એનો મુદ્દો એ છે કે શેષ એટલે આપણે ઘણા ફેણવાળો નાગ સમજીએ છીએ પણ તેમ નથી. વિચાર કરતાં વસ્તુ બચી તેને શેષ કહેવાય છે. એમ ચૌદ બ્રહ્માંડનો વિચાર કરતાં વસ્તુ શું બચે ? આ મિથ્યા, આ મિથ્યા એમ કરતાં શેષ શું રહ્યું ? ફક્ત સત્યસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મ તત્ત્વ તેમાંથી જે લક્ષ પેદા થાય તે લક્ષ્મણ કહેવાય છે.

હવે પ્રત્યેક મનુષ્ય દુનિઆમાં જે જે કર્મ કરે છે તેમાં તેનો લક્ષારથ શું હોય છે ? માત્ર શાન્તિ પ્રાપ્ત કરવાનો. પુત્ર માટે પુત્ર નથી મેળવતો, સ્ત્રી માટે સ્ત્રી નથી મેળવતો, ધન માટે ધન નથી મેળવતો, પણ એ બધામાંથી એને શાન્તિ પ્રાપ્ત કરવી છે. એ લક્ષારથ વડે એ શાન્તિરૂપી સીતાની શોધમાંજ હોય છે. પણ અનાત્મ પદાર્થમાં શાશ્વત શાન્તિ ક્યાંથી હોય ? જ્યારે થાકે છે ત્યારે વિચારના ઘરમાં આવે છે અને આ અહંરૂપી રાવણ શાન્તિરૂપી સીતાનું હરણ કરી ગયો એ સમજાય છે. અને હનુમાનનો ભેટો થાય છે અને હનુમાન કહે છે રામચંદ્રજીને કે, સીતાજીની સત્વર પ્રાપ્તિ કરવી હોય તો આ વનમાં એક સુગ્રીવ નામનો વાનર રહે છે તેની સાથે મૈત્રી કરો, જેના તાબામાં ઘણું લશ્કર છે. જેની મદદથી સીતાની ઝટ શોધ થશે.

આ વાતનો ભાવ એવો છે કે, માણસ જ્યારે શાન્તિરૂપી

સીતાને માટે જ્યારે એ બાહ્ય પદાર્થોમાંથી શાન્તિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી નિરાશ થાય છે ત્યારે અનુમાન પર આવે છે. અને એ અનુમાન સુગ્રીવ સાથે મૈત્રી એટલે સુ એટલે સારૂ, ગ્રીવા એટલે ગળુ: પ્રિય ભાષણરૂપ સુગ્રીવ જે માણસની વાણી પ્રિય હોય છે તેના તાબામાં સૌ કોઇ થાય છે. હવે મનુષ્ય શરીરમાં શોધક ગુણ છે તે હનુમાન કહો કે અનુમાન કહો એ વાત એકજ છે. જેમ હમો આવીશું અથવા અમો આવીશું એટલે 'હ' અને 'અ' એ એકજ જગ્યાએ વપરાય છે. માટે વાસ્તવિક રીતે જોતાં નવા નવા હુન્નરો, રેડીઓ, ટેલીફોન, ફોનોગ્રાફ વિગેરે જે શોધાયા તે કોણે શોધ્યા. અનુમાને મનુષ્યને, જ્યારે કોઇ વિષયમાં એવું અનુમાન થાય કે, આમ કરીએ તો આમ જરૂર થવુંજ જોઇએ. એવા અનુમાનથી કંઇ અખતરા થઇ શોધ થાય છે. પણ જ્યાં અનુમાન થતું નથી ત્યાં કોઇ પ્રયત્ન કરતું નથી.

હનુમાન જેમ દરીઓ ઉલ્લંઘન કરી લંકા પહોંચી ગયા. પણ એ વાત આપણી બુદ્ધિમાં બેસે એવી નથી. પણ અનુમાન તો પલંગમાં સૂતાસૂતા આફ્રિકા, અમેરીકા કે ઇંગ્લાંડ એક ક્ષણમાં જઇને આવે એનેજ હનુમાન કહેવાય છે અને તે અંતર્યામિરૂપ રામચંદ્રનો ખાસ સેવક છે.

હવે સીતાનો નિવાસ ક્યાં? અશોક વનમાં એટલે જ્યાં શોક નહીં ત્યાં. શાન્તિરૂપી સીતા તો શોકરહિત પ્રદેશમાંજ હોય. ખાસ ભગવાન કૃષ્ણચંદ્ર પણ અર્જુનને કહે છે:—

**અસોચ્યા નન્વ સોચ સ્ત્વં.**

હે અર્જુન! શોક કરવાનો નહીં, શા માટે શોક કરે છે? બધા ધર્મોને છોડી ફક્ત મારા શરણમાં રહે. હું તને બધા પાપોથી મૂક્ત કરીશ. આમ અર્જુનને શોક થયો ત્યારે તેની શાન્તિ કરવા ગીતાનો ઉપદેશ કર્યો. કારણ કે, જ્યાં શોક છે ત્યાં શાન્તિ નથી, અને શાન્તિ નથી ત્યાં સુખ નથી.

આ રીતે અનુમાને શાન્તિરૂપી સીતાની શોધ કરી, અંતર્યામિરૂપ રામચંદ્રને કહ્યું કે, હું સીતાની શોધ લાવ્યો. ક્યાં છે

ભાઈ, ત્યારે કહે છે કે, અશોક વનમાં. ચાલો ત્યારે ત્યાં જઈએ. ત્યારે હનુમાન કહે છે કે આ આસુરો એટલે આસુરી ગુણો જેવા કે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ વિગેરે વર્ચપ્રતિબંધકરૂપે છે. અને તે આપણે શોકરહિત પ્રદેશમાં જવા દેતા નથી. એટલે આ આસુરી ગુણોનો નાશ થાય તોજ આપણે અશોક વનમાં એટલે શોકરહિત પ્રદેશમાં જઈ શકીએ. અને શાન્તિરૂપી સીતાના દર્શન ત્યારે કરી શકીએ.

હવે અહંરૂપી રાવણનો મોટો છોકરો જે ઇંદ્રજીત કરીને કહેવાય છે તેનું સ્વરૂપ કામવાસના, એટલે એક કામના માણસમાં પેદા થતાં તે ઇંદ્રિયપરથી પોતાનો કાબુ ગુમાવી બેસે છે અને ઇંદ્રિયોપર સામ્રાજ્ય ભોગવનારી વૃત્તિ જે ઇંદ્રજીત તેનું સામ્રાજ્ય થાય છે. આવા આસુરી ગુણનો નાશ કરવા યુદ્ધ કરવું પડયું પણ આસુરો નાના મોટા રૂપો ધારણ કરનાર એટલે જેમ કોઇ માણસ શાન્તિમાં હોય ત્યારે તેમાં ક્રોધ દેખાતો નથી પણ સૂક્ષ્મ સ્વરૂપમાં છે. પ્રસંગ પ્રાપ્ત થયે એ વિક્રાળરૂપ ધારણ કરે છે. મહાત્મા કબીર સાહેબે એ ઉપર કિર્તન લખ્યું છે:—

**મોંઘા મોહમૃગ માર્યો ન જાય, મેરી બુધ્ધ વાડીમેં બસ્યો હય આય.**
**મેરી વાડીમેં નિપજે મૂકનાવેલ, સો તો બેલત ચર જાય અલઅેલ.**
**રહનન પાવે ફલફુલ પાન, મેં તો સીંચ સીંચ રહું ટકી હાથ.**
**ધ્યાન ધનુષ સાધું સંધાણ, સુરત નુરતકી ચઢી હે બાણ.**
**જો મેં મારૂં તાકી તાહી, તબ હોત વિદેહી જાય વિલાય.**
**એ મૃગ મારી શકે ન કોઇ, મોટા મુનીવર મુનીવર રહ્યો હય જોઇ.**
**કહત કબીર જીને દીયો હય ટાર, જીને રામ ભજનકી કરી હય બાર.**

ઉપરના બોધથી એટલું તો સિધ્ધ થાય છે કે, એ આસુરી ગુણ કોઈ કર્મથી નાશ થાય એમ નથી પણ સાચો ઉપાય છે. બ્રહ્માસ્ત્ર એટલે બ્રહ્મજ્ઞાન વગર એનો સમૂળો નાશ સંભવિત નથી. મહારાજશ્રી રામચંદ્ર તથા લક્ષ્મણજી, હનુમાન વિગેરેએ દ્વંદ્વયુદ્ધ કર્યું પણ સામાન્ય યુધ્ધથી મર્યા નથી પણ બ્રહ્માસ્ત્ર મારી એને

માર્યા છે. એટલે નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્માના જ્ઞાનરૂપી હથીયારથી એનો નાશ થાય છે અને પછી અશોક વનમાં જવાય છે, ત્યારે શાન્તિરૂપી સીતાના દર્શન થાય છે.

---

## ભક્ત અખાજીના 'આ' સંબંધી બોધ.

પીંડ પખાળે ને પુંજે પાણ, મનમાં જાણે હું તે જાણ.
આપે આત્મા ને બાહેર ભમે, પશુ પત્થરને લાગી પડે.
ભક્તિ વૈરાગ્યને સર્વ કહે કથી, પણ વસ્તુપણામાં કર્તવ્ય નથી.
સિધ માંહી સાધન તે કશું, તેજમાં રૂપ કાંઇ વાસો વસ્યું.
ઈંદ્રિય ગ્રાહ્ય પરમેશ્વર નથી, ભરમે કોઇ ના મરશો મથી.
સર્વે સ્વપ્નાંતરના ભોગ, જપ, તપ, સંયમ, સાધન જોગ.
કહે અખો જે ખરો જાગશે, તેને એવો અનુભવ થશે.
ઉપન્યા કેરો કર્યો નિષેધ, અખા ઉપનિષદ્ માથું વેદ.
નેતિનેતિનો એજ અર્થ, ઉપન્યું ગયું તે જાણ્યું વ્યર્થ.
અખા ન ટળે દેહાધ્યાસ, સ્વર્ગ, મૃત્યુ, પાતાળે વાસ.
છે પોતે પરમેશ્વર આપ, રાખ્યો ત્યારે દ્વૈતનો થાપ.
ધર્મે કર્મે લાગ્યા બહુ લોક, સોદો ન થયો રોકારોક.
નગદ માલ ઉધારે પડયો, એમ અખા જીવતો રડવડયો.
અખા બાળકની પેરે થયું, બોરા સાટે ઘરેણું ગયું.
ખરાબ થયો જીવ વ્યસને કરી, કર્મ વ્હોર્યાં ને ખોયો હરી.
શબ્દજાળ કર્મના ગ્રંથ, એમાં સાર ન લાધે અંત.
સાચું સાધન શુદ્ધ વિચાર, જે હું મ્હારાનો કાઢે પાર.
નિજ આત્મા જાણ્યાવિણ ભર્મ, અખા ન છુટે કર્તા કર્મ.
તત્ત્વજ્ઞાનવિણ બીજું અખા, તેમ રમવું જેમ કાચ કાચકા.
વસ્તુ વિચારે વિશ્વજ નથી, હરીને કર્તા કહું શ્યા વતી.
હરી કર્તા તે કહો શ્યા તણો, જો કલ્પિત ભર્મ અખા આપણો.
તેમ ભવસાગર હરી સાગર થયો, જ્યારે આ પાયાનો ભારજ ગયો.
નવનિત કમાયો જુકતે કરી, જેમ દેહઆત્મા વાડીએ ઓળખ્યા હરી.
અનુભવ અગ્નિએ કીધું તુપ, અખા ભાસ એ બ્રહ્મસ્વરૂપ.

ઉપરના અખાજીના બોધથી એટલું સાબીત થાય છે કે, માણુસ પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી કર્મની અઢીએ ચઢયો. એ ભૂલ સુધારવા તત્વરૂપ જે આત્મા છે તેને જાણી લેવાથી બંધમોક્ષની કલ્પના દુર થાય છે. અને સચ્ચીદાનંદ આત્માજ અવશેષ રહે છે એટલે હું હું કરી પોતાનું જુદાપણું માનતો હતો તે હું પણાનો આત્મામાંજ લય કરી પોતે સ્વરૂપરૂપે સ્થિત થાય છે.

---

## એક ભકતની વાણી.

જેને જોવા જાય તે તો રે ખોવાય,
જોનારો જોનારાની માંહ્ય સમાય.
એવી તારી છે અટપટી કળા,
સમજણવિણ ભૂલા પડ્યા ભલા ભલા.
ભૂલવણીમાં ભૂલે નહીં મમ ચિત્ત,
કહે જન ઘેલો આનંદ મિત.

હવે જન્મ-જન્માંતરના સંસ્કારથી જીવ-ભાવ પેદા થઇ ગયો તેનું કારણ બહીર્મુખવૃત્તિ એટલે બાહ્ય પદાર્થોનું ચિંતવન, મનન, અભ્યાસ વડે કરી જીવ-ભાવ થયો. તેમ હવે અંતર્મુખવૃત્તિ કરી આત્મ-વિચાર, આત્મ-ભાવના, આત્માનું ચિંતન, કથન વિગેરે અભ્યાસ વડે શીવ-ભાવ પ્રાપ્ત કરવા મુમુક્ષુએ પ્રયત્ન કરવો ઘટે. અને તે માટે એવા શીવ-ભાવને પ્રાપ્ત થયેલા સંતપુરૂષના શરણથી શીવરૂપ સુખરૂપ આત્મતત્વને જાણી તેમાં વિરામશે.

---

## આત્મલક્ષ કરાવનારા કુંડળીઆ.

તુંહી શુદ્ધ પરમાત્મા, તુંહી સચ્ચીદાનંદ,
ચતુર્વેદ શું કહત હય, વ્યાસ વસિષ્ઠ મુકુંદ.
વ્યાસ વસિષ્ઠ મુકુંદ, તત્વવેદ યાવત ભુસુર,
પરમેશ્વર અદ્વિતિય ન ભાસીત તુજ બીન દુસુર.
કહે ગીરધર કવીરાય ધારશો નિશ્ચય હુંહી,
તુંહી સચ્ચીદાનંદ શુદ્ધ પરમાત્મ તુંહી.

---

માલીક અપનો આપ તું, તુંજે ન માલીક અન્ય,
સમજેગા જીસ વખ્ત યહ, તબ હોવે ધન્યધન્ય.
તબ હોવે ધન્યધન્ય, આલોક વા પરલોકમેં,
સંસાર સીંધુકો તરે, ન ડુબે કુપ શોકમેં.
કહે ગીરધર કવીરાય, ખલક કા જો હે ખાલીક,
સો પરમાત્મા તુંહી, પીંડ બ્રહ્માંડ કો માલીક.

---

દ્રષ્ટા દ્રશ્ય ન હોત હુયે, દ્રશ્ય ન દ્રષ્ટા હોય,
દ્રષ્ટાને જબ આપકો, દ્રશ્ય રૂપ કર જોય.
દ્રશ્ય રૂપ કર જોય, ઈસીતેં ભયો કુચેની,
નિજ તે ન્યારા માન્યો, શેવી શાકત જૈની.
કહે ગીરધર કવીરાય, સોહે નાના વિધ કષ્ટા,
ભ્રાંતિ કુપકે માંહી પડયો, જીસ દીનસે દ્રષ્ટા.

---

યોગી ડુબે યોગમેં, ભોગી ડુબે ભોગ,
યોગ ભોગ જાકે નહીં, સો વિદ્વાન અરોગ.
સો વિદ્વાન અરોગ, અચાહ અમાન અસંગી,
ભેદભાવસેં રહિત બુધ્ધિ, તીસકી એક રંગી.
કહે ગીરધર કવીરાય, જ્ઞાનબીન હુયે સબ રોગી,
ભોગી અટકે ભોગમેં, યોગમેં અટકે યોગી.

---

શરીરી શકલ શરીરમેં, વ્યાપક નભ વત એક,
સ્થાવર જંગમ તન જેતે, હુયૈં પરીચ્છીન અનેક.
હેં પરીચ્છીન અનેક, દ્રવ્ય જડરૂપ વિકારી,
દ્રષ્ટા ચેતન નિત્ય, આત્મા અવ્યભિચારી.
કહે ગીરધર કવીરાય, મીટે તબ સબ દીલગીરી,
જબ નિશ્ચય સાક્ષાત, હોત અપરોક્ષ શરીરી.

---

ત્યાગ જીવતા જીવકી, ઇશ્વર કો ઇશ્વરત્ત્વ,
દોનું કો અધિષ્ઠાન હૈ, સો નિશ્ચય કર તત્ત્વ.
સો નિશ્ચય કર તત્ત્વ વસ્તુ ગત ભેદન જામેં,
સમષ્ટિ વ્યષ્ટિ સર્વગત, અલ્પજ્ઞતા આરોપીત તામેં.
કહે ગીરધર કવીરાય, મોહ નિંદ્રાસે જાગ,
ઇશ્વરકી ઇશ્વરતા, જીવકી જીવતા ત્યાગ.

---

યારી ના સંગ કીજીએ ગ્રહે હાથસોં હાથ,
દુઃખસુખ સંપત્તિ વિપત્તિમેં છીનભર તજે ન સાથ.
છીનભર તજે ન સાથ મહત દ્દષ્ટાંત બખાનો,
જ્યોં આકાશ સંગ પોલ ઔર એક સુનો બખાનો.
કહે ગીરધર કવીરાય નિમકમેં જ્યોં રસ ખારી,
યા પ્રકાર જો વ્યાપક ના સંગ લાઇએ યારી.

---

ભોજન છાજન નારકી કરે સો ચિંતા મૂંઢ,
જ્ઞાની ચિંતા ના કરે નિજ પદ માંહી આરૂઢ.
નિજ પદ માંહી આરૂઢ તિનોં કો ચિંતા કૈસી,
તીસહી મેં આનંદ અવસ્થા પ્રાપ્ત જૈસી.
કહે ગીરધર કવીરાય અવર ના રખે પ્રયોજન,
આત્મચિંતન કરે અદ્રષ્ટ પહું ચાવત ભોજન.

---

સાચી સાચી બાત સુન રે મન છાંડ પાખંડ,
નિરંકુસ તૃપ્તિ લહે જબ ચીનૈ એક અખંડ.
જબ ચીનૈ એક અખંડ શુધ્ધ તબ હોવે દ્રષ્ટિ,
કૃતાક્રિયા રૂ કર્મ ન કિંચિત્ ભાસે સૃષ્ટિ.
કહે ગીરધર કવીરાય ઓર કરની સબ કાચી,
જીસ કદ આત્મ લખૈં જાન વિદ્યા સો સાચી.

---

ઐસી રચના નૈં રચી અતુલ અસંખ્ય અમાપ,
રચ કર જગ દેખન લગ્યો ભૂલ ગયો ફીર આપ.
ભૂલ ગયો ફીર આપ જુઠ કો સચ કરી જાન્યો,
સાચે કો પુની જુઠ દેવ કો દેવલ માન્યો.
કહે ગીરધર કવીરાય સુપન કી સૃષ્ટિ જૈસી,
જાગ્રત મૈં રહે નાહીં દ્રષ્ય સમ્પુરણ ઐસી

---

પોથી પાના ફેંકકે વીચરો હે નિષ્કામ,
આત્મ અનુસંધાન કરો કે દીલમેં રહે આરામ.
દીલમેં રહે આરામ ઓર ના ફુરે કોઈ શંકા,
અહં બ્રહ્મ પરીપૂર્ણ નિશદિન બાજે ડંકા.
કહે ગીરધર કવીરાય દ્રષ્ય સબ તુજ બીન થોથી,
તું સબકો અધિષ્ઠાન આરોપિત જીસમેં પોથી.

---

આત્મ ભીન્ન જો જો ક્રિયા સો સબ ભ્રમ કો મૂલ,
કાયીક વાચીક માનસિક સબે આપ કી ભૂલ.
સબે આપ કી ભૂલ મોક્ષ હિત કરે જો કરણી,
જ્યોં રવી ચાહે તેજ જાય ખદ્યોત કી શરણી.
કહે ગીરધર કવીરાય સાધ્ય સો સભી આનાત્મ,
સ્વતાઃ સિધ્ધ અપવર્ગ નિત્ય ચીદઘન તું આત્મ.

---

પ્રાપ્ત કી પ્રાપ્ત ભઈ નિશંય અપરોક્ષ,
મલીન વાસના મીટ ગઇ ઉપજ્યો દ્રઢ સંતોષ.
ઉપજ્યો દ્રઢ સંતોષ રહી કથની પુની કરની,
જ્ઞાન કલા એક પ્રગટી મુજ્ઞા વિદ્યા હરની.
કહે ગીરધર કવીરાય વિદ્યા પ્રત્યેક સમાપ્તિ,
વર્ણન ગ્રંથ કો કરે ભઇ પ્રાપ્ત કી પ્રાપ્તિ.

---

## ભક્ત અખાજીના છપ્પા.

ક્યાં થો ક્યાંહી જાય ક્યાંય નહીં કશોજ કહેવા,
વચન તહાં ન સમાય જાય કોણ કેને લેવા.
ક્યાં છે તે વિણ ઠામ ધામ દુરથી કે નેડો,
ક્યાં છે નિચ કે ઉંચ ક્યાં છે મધ્યે કે છેડો.
કાંઈ અવકાસ નહીં તે વિના અધિક ન્યુન નહીં શું કરૂં,
સાથી શું કહાડું અખા અને સામા શું લાવી ભરૂં.

---

જેમ પારસનો ધનવંત અન્ન જેમ ધનનો નાવે,
તેને વસ્તુ નહીં દુષ્પ્રાપ્ય ખાય પેરે જેમ ભાવે.
જેમ રવી રથ બેસે કોઇ તે હતો તો સર્વજ દેખે,
જેમ પક્ષી મળે લખ કોટી પણ જોડ નહીં અનલજ લેખે.
એમ મહાઅનુભવ આગળ અખા કૃત્ય સકળ લેખેઃ સહી,
એ પરબ્રહ્મની પ્રોઢતા તે રસના શું શકે કહી.

---

જેમ પર્વતની મોઢ દીસે તેની તે માટે,
હોય કોશ દશ વીશ તોય નિકટ એમ નાટે.
તે વડે દીસે તેહ એહ મર્મ પરબ્રહ્મે,
નહીં બોલવા લાગ પાગ છએ નહીં કર્મે.
તું એવું જાણી રહે અખા લીંગ ભંગ સહેજે થશે,
અન્ય ઉપાય જંજાળ છે તે ટાળ્યે પ્રોઢું થશે.

---

સાધન સર્વ વિચાર બુદ્ધિથી જોને શોધી,
હું નહીં તું નહીં તે નહીં નહીં ધર મુક વિરોધી.
ગુરૂ થા તારો તું નથી કોઇ બીજો ભજવા,
પણ બાહ્ય સુરતને ટાળ વાર અંતરમેં સજવા.
જેમ છે તેમનું તેમ અખા થયું ગયું કાંઇ એ નથી,
આપે આપ આનંદ ધન સ્વ સ્વરૂપ જોયું નથી.

---

માલા મન સોં કહત હૈ સુનો દેવ જગ ભૂપ,
મુઝ ફેરે કયા હોત હૈ તું ન લખે નિજ રૂપ.
તું ન લખે નિજ રૂપ તો કરણી હૈ સબ થોથી.
કેવલ હૈ બકવાદ ખોલ કર પઢે જો પોથી.
કહે ગીરધર કવીરાય હોત તીનકા મૂખ કાલા,
જો પ્રત્યક બ્રહ્માભિન જ્ઞાન બીન ફેરત માલા.

---

મનુઆ માલા સો કહત સુન રે ભોંડી વામ,
જો મેં લખોં સ્વરૂપકો, તુઝ સો રહા ન કામ.
તુઝ સો રહા ન કામ, ન કબહુ તુઝકો ફેરૂં,
માલા બનીઆ કરકે મધ્યે ચો રસ્તે ગેરૂં.
કહે ગીરધર કવીરાય જબ અપના આપ પછનુઆ,
તો તુઝ સો રહા ન કામ પુકારે એસે મનુઆ.

---

હવે મારા પિતાશ્રીના પિતાશ્રી એટલે મારા દાદાશ્રીએ મને બાળપણમાં એટલે મારી છ થી સાત વર્ષની ઉંમરમાં મને અધ્યાત્મ શાસ્ત્રના સંસ્કાર નાંખવા કિર્તન શીખવાડેલા તે કિર્તનો તથા પાછળથી પ્રસંગોવસાત્ મારા રચેલા અને બીજા અન્ય ભકતોના કિર્તનો નીચે છાપવામાં આવ્યા છે. જે ગૃહસ્થ પોતાના બાળબચ્ચા સાથે રાત્રીના નિવૃત્તિના સમયમાં પોતાના બાળકોને તથા બ્હેનોને સાથે બેસાડી ભજન-કિર્તન ગાઈ પ્રાર્થના કરી પછી સયન કરવાના નિયમને ધારણ કરશે તે જરૂર પોતાના બાળકને જ્ઞાનરૂપી ધનનો અધિકારી બનાવશે. આ દુનિયાના અનાત્મ પદાર્થને ભેળા કરી પોતાના બાળકને તો સૌ કોઈ અર્પી જાય છે. પણ જે કાળે કરી ક્ષય થાય અને જે મોહ, મદને ઉત્પન્ન કરી દૂર્ગુણ પંથે લઇ જનારા છે તેમાંથી બચાવવા જ્ઞાનરૂપી ધનનો વારસો જે માબાપ પોતાના બાળકને આપી જશે તેને ધન્ય છે. મારા પ્રપિતામહે મને જે બાળપણથી અધ્યાત્મજ્ઞાનનો સંસ્કારી કર્યો તે

એવી રીતે કે, સાત વર્ષની ઉંમરે તો નિર્વાણ પ્રકરણ શરૂ થઇ ગયું. જે સંસ્કાર વડે આજે હું આપની સમક્ષ કાંઈ ગાંડું ઘેલું કહેવા લાયક થયો. તે પ્રતાપ મ્હારા દાદાશ્રી મોતીરામજી તથા મ્હારા પિતાશ્રી મણીરામજીની અનહદ કૃપાને આભારી છે. જેના ચરણમાં આજે પણ મ્હારૂં હૃદય ઝુકી રહ્યું છે.

**ઉંચ આશ્રય ગ્રહણ કર્યાથી વેલી ઉંચી જેમ જાતી,**
**તદ્‌વત ઉંચ આશ્રય ગ્રહણ કર્યાથી મનની સ્થિતિ સઘળી બદલાતી.**

આપણે જેમ વાડામાં વેલો વાવીએ છીએ તેમાં વધવાનું સામર્થ તો છેજ પણ તેની ઉર્ધ્વગતિ (ઉંચગતિ) નો આધાર આશ્રય ઉપર રહેલો હોય છે. તે પ્રમાણે માણસને પણ જે જાતનો આશ્રય મળે છે તે જાતનો વિકાસ એના જીવનમાં થાય છે. આપણા ભારતખંડમાં મૂર્તિપૂજામાં લાખો રૂપીઆ દહેરામાં ખરચ્યા છે. અનેક તિર્થોમાં, ધર્મશાળા અને મંદીરો મોટા ભવ્ય બનાવ્યા છે. તેનું મહત્ત્વ પહેલું તો એજ છે કે માણસ શુભ સંસ્કાર અને મહાન પુરૂષના સંસર્ગમાં આવે અને નિર્મળ વાતાવરણની અસર એના હૃદયપટ પર થાય જેથી નિષિધ માર્ગથી બચે એ ઉદ્દેશ મૂખ્ય હોય છે. નહાવું, ધોવું, પાઠપુંજા, સંધ્યાવંદન, પ્રાણાયામ વિગેરે બધાજ કર્મો માણસને પહેલાં તો નિષિધ માર્ગથી બચાવે છે એ પ્રત્યક્ષ લાભ તો આપણે નજરે જોઇએ છીએ. માટે માતા-પિતાએ પોતાના બાળકોને સારા સંગમાં રાખી અધ્યાત્મજ્ઞાનના સંસ્કાર પહેલેથીજ નાંખવામાં આવશે તો પછી એમાં બીજા અશુભ સંસ્કાર દાખલ થશે નહીં.

---

## કિર્તન ૧.

દાસો હું દાસો હું કરતાં, દદો વિસરી જઇએ રે,
ગયું દારિદ્ર અનાદિકાળનું, મહીં ધન લાધ્યું તૈયા રે.–દાસો૦
ઘરનું ધન ઘર માંહે હતું પણ, ભોગન પડીઉ કૈયે રે,
દદા શીલા તળે દટાણું, સમજ વિના દુઃખ સહીએ રે.–દાસો૦

પણ પરિપક્વ મન સ્થિર રખાયે, નવ રખાય કોઈ છૈએ રે,
અક્ષર ધન સદ્‌ગુરૂએ બતાવ્યું, હવે શીદ દુઃખીયા થૈએ રે.-દાસો૦
સમજ વિના શોક મોહ ન જાયે, મિથ્યા ભાર શીદ વહીએ રે,
એરે અનુભવાનંદ આત્મા, સમજી કૃતાર્થ થઈએ રે.-દાસો૦

## કિર્તન ૨.

જોવાને કૈયા જાવ છો રે, ગેબી રામ રમે ઘટ માંહ.—ટેક૦
જેમજેમ ભટકે તેમ ઘણા રે ભરમાણા, ખોજે નહીં ખટમાં,
બહુનામી ભિતર ઘટ ભરીઆ, ત્રિવેણીના ત્રટ માંહ.-જોવા૦
દયા કરીને અમને દર્શન દીધાં, ને ભેદ મટ્યા ભવનાં,
મુળદાસ કહે મુને મહારાજ મળીયા, જેમ તંતુ રહ્યું પટ માંહ.-જોવા૦

## કિર્તન ૩.

કૃષ્ણ કહે ને અર્જુન સાંભળો, પાંડવ રાજા ચિત્ત ધરો હોજી.—ટેક૦
અર્જુન સંત હવે કેમ જાણીએ, તેની કઇ રે ઓધાણી,
કામ ક્રોધ વ્યાપે નહીં, જેનું મન દીલ દરીઆવ.-કૃષ્ણ૦
વિષયોથી વૃત્તિ જેની વળી, મન બુદ્ધિ અર્પી આત્મ માંહી,
એવા વિરલ સંત સમ બીજું, મને પ્રિય કાંઇ નાહીં.-કૃષ્ણ૦
અર્જુન ઉદ્વેગ જેને મનમાં નહીં, હર્ષ ભયે ન ગભરાયે,
એવા સંતથી કોઈ દુઃખી નહીં, મને પ્રિય તે સમ નાહીં.-કૃષ્ણ૦
એવા નિસ્પૃહી નર ચતુરને, સુખદુઃખ નહીં મન માંહી,
વિવેકે કરતો સહુ કાર્યને, રાગ હૃદયમાં નાહીં.-કૃષ્ણ૦
સમભાવે રહે શત્રુ મિત્રમાં, માન અપમાન નાહીં,
શીત ઉષ્ણ સુખદુઃખમાં, અસંગ અંતઃકરણ માંહી.-કૃષ્ણ૦
સ્તુતિ નિંદામાં સમત્વ જે, સંતુષ્ઠ આત્મ માંહી,
એવા કેવળ નર શ્રદ્ધાળુને, રાખું હૃદયની માંહી.-કૃષ્ણ૦

## કિર્તન ૪.

મેં તો તનભી નહીં, મેં તો મનભી નહીં,
તન સુખકા સાધન સાજ નહીં,
બિન સદ્દચિત્ત આનંદ ઓર નહીં.–મેં તો૦

મેં તો પાણી પવન પત્થરભી નહીં,
મેં તો અનલ અને આકાશ નહીં,
મેં તો મન બુદ્ધિ ચિત્ત ચકોર નહીં.—બિન૦

મેં તો પંચ વાયુરૂપ પ્રાણ નહીં,
મેં તો ચક્ષુ જીભ્હા કર્ણ ઘાણ નહીં,
મેં તો સપ્ત ધાતુ પંચ કોશ નહીં.—બિન૦

પાદ પાણી ગુદા ને ઉપસ્થ નહીં,
પુણ્ય પાપ સુખદુઃખ સ્વસ્થ નહીં,
કામ ક્રોધ લોભ મોહ ચોર નહીં.—બિન૦

મેં તો ધર્મ અર્થ મોક્ષ કામ નહીં,
જાગ્રત સ્વપ્ન અવસ્થા ચાર નહીં,
ચાતુર્વર્ણનો મુજને તોર નહીં.—બિન૦

પિતૃ માતા ગુરૂ શિષ્ય ભ્રાત નહીં,
બંધ મોક્ષ પુણ્ય પાપ ઘાત નહીં,
કેવળ નિર્વિકલ્પ કાંઇ સોર નહીં.—બિન૦

---

## કિર્તન ૫.

ભલે ધન ધામ ના હોજો, પારણું પુત્ર ના હોજો,
તથાપિ તે સમયે પ્રભુજી, હ્રદયે અજ્ઞાન ના હોજો -ભલે૦

ભલે હોય કરકસા નારી, ભલે હોય રૂણ પણ ભારી,
તથાપિ સ્વરૂપે મતિ મ્હારી, નિશ્ચળ નિરભ્રાંત ત્યાં હોજો. -ભલે૦

ભલે હોય રોગ શરીરોમાં, ભલે પિતૃ માતૃના ઘરમાં,
તથાપિ સુખ સ્વરૂપો હું, કેવળ એમ ખ્યાલ ત્યાં હોજો. -ભલે૦

---

## કિર્તન ૬.

મેં દુનિયા એવી જોઇ, હસતાને હસાવે સહુ કોઇ.-ટેક૦
શુભ પ્રસંગ આવે ઘરે, આવે બ્હેન ભાણેજ ફોઈ,
આનંદ મંગળ ગીત ગાઇને, હસી હસાવે સહુ કોઈ. -મેં૦
પુત્ર મરણનો શોક સાંભળી, માતા આદિ સબ રોઇ,
પછી જે આવે તે રડતું આવે, રડી રડાવે સહુ રોઇ. -મેં૦
જેમ વ્યસની ઘેર વ્યસની આવે, વ્યસને હેળવે સોઈ,
કેવળ રહે આનંદે તેથી, આનંદ અર્પે સહુ કોઈ. -મેં૦

---

## કિર્તન ૭.

સમજણ વિના રે સુખ નહીં જંત ને હોજી,
વસ્તુ ગતિ કેમ કરી ઓળખાય;
આપમાં વસે છે રે આપનો આત્મા હોજી,
તેણે કાંઇ જીવપણું નવ જાય. -સમ૦

રવી રવી કરતાં રે રજની ના મટે હોજી,
અંધારૂં તો ઉગ્યા પુઠે જાય;
રૂદે રવી ઉગે રે નિજ ગુરૂ જ્ઞાનનો હોજી,
થનાર હોય તે સ્હેજે થાય. -સમ૦

જળ જળ કરતાં રે તૃષા ના ટળે હોજી,
ભોજન કહેતાં ન ભાંગે ભૂખ;
પ્રેમ રસ પીતાં રે તૃષા સહુ ટળે હોજી,
એમ મહાજ્ઞાનીઓ બોલે મૂખ. -સમ૦

પારસમણી વિના રે જે પથરા મળે હોજી,
તેણે કાંઈ કાંચન લોહ ન થાય;
સમજણ વિના રે જે સાધન કરે હોજી,
તેણે કાંઇ જીવપણું નવ જાય. -સમ૦

દશ મણ અગ્નિ રે લખાએ કાગળે હોજી,
તેને લઇ રૂમાં જો અળપાય;
એની અગ્નિથી રે રૂ નથી દાઝતું હોજી,
રતી એક સાચે પ્રલયજ થાય. -સમ૦
જીવપણું મટે રે અનહદ ચીંતવે હોજી,
એતો છે વાણી રહિત વિચાર;
જે જે નર સમજ્યા રે તે તો ત્યાં સમ્યા હોજી,
કહે અખો ઉતર્યા પેલે પાર. -સમ૦

---

## કિર્તન ૮

ચરણે નમીરે શિષ્ય ગુરૂને પૂછે, મને તો ઓળખાવોરે
સ્વરૂપ મારૂં શું છે. (ટેક)
ગુરૂ કહે સાંભળરે શિષ તું સાવધાન થઇને,
સૃષ્ટિની ઉતપ્તિ બતાવું, અનુભવથી કહીને.
કે બ્રહ્મથી થયો પુરૂષરે, તને તો બતલાવું છું—ચરણે૦ ૧
પુરૂષથી પ્રકૃતિ, પ્રકૃતિથી મહત્વ તું જાણ
મહત્વથી ભયો અહંકાર, સત રજ તમ તીનો માન.
તમોથી પંચ ભૂત થયારે કે સર્વે જણાવું છું—ચરણે૦ ૨
રજની ઇન્દ્રિ દશ શ્રોતત્વક્ ચક્ષ રસનાને ઘ્રાણ.
જ્ઞાન ઇન્દ્રિએ પાંચને જાણો વાકપાણીને ચર્ણ,
ગુદા ઉપસ્થ પંચરે કર્મ ઇન્દ્રિનું છે—ચરણે૦ ૩
મન બુદ્ધિ ચિત્ત અહંકાર સત્વથી અંતઃકરણ કહીએ
રજથી તો પંચ પ્રાણ થયા છે, સત્વથી દેવ લહીએ. ૪
ચર્તુદશ એ થયારે, શરીર એમ ઉપન્યું છે.—ચરણે
એ સર્વમાં ચેષ્ટા ભાસની, તું સમજી લેજે.
તું નહિ ભૂત પંચ દશ ઇન્દ્ર, પ્રાણ નહિ તું
અંતઃકરણ તું નહિરે, સ્વરૂપ તારૂં ન્યારૂં છે—ચરણે૦ ૫
તું નહિ દેવ ચર્તુદશ ગુણ ત્રણ નહિરે તું,
અહમ્ મહતત્વ તું નહિ માયા અવેશેષ રહ્યો તે તું.
સ્વરૂપ મુકુંદદાસ કહે રે, કે બ્રહ્મ તે તો તું છે-ચરણે નમીનેરે ૬

---

## કિર્તન ૯

દયા તો મને કીધી રે, કે આત્માને ઓળખાવ્યો.
અદ્વૈત બ્રહ્મ પુરણરે ગુરૂએ મને બતલાવ્યો—ટેક.
સ્થુલ શરીર એને શું કહીએ, એથી કંઇ નવ થાય.
જન્મ મરણ તો દેહને સોપ્યું, વાસના લિંગ કહેવાય,
તે પણ જૂઠીરે, સ્વપ્નામે લાવ્યેઃ —દયા તો૦ ૧
કારણ શરીર તો તેને કહીએ, જહાં કરમ સંસ્કાર.
એટલામાં અવિદ્યા જાણો; મહા કારણ પણ જાય.
માયાનો ફંદ જુદોરે જોવામાં આવ્યો—દયા તો૦ ૨
જાગ્રત સ્વપ્ન સુષુપતિ તુરીયા, ચારે અવસ્થા માંહી
સઘળે ભાસની ચેષ્ટા માનો, અંતરજામી તું થાય.
તું તો તેનો શાક્ષીરે લક્ષ્યા રથ કહાવ્યો—દયા તો૦ ૩
અભેદ અચ્છેદ અભંગ અનુપમ, તે તારૂં સ્વરૂપ
મુકુંદદાસ નામ મિથ્યા કલ્પના, તું તો છે અકલ અનુપ.
ચૈતન શુધ્ધ સભ્ભરરે, સઘળે દરશાવ્યો—દયા તો૦

---

## કિર્તન ૧૦

જુકિતથી જાણોરે આત્માને ઉલટ કરી
મહાવાયક વિચારોરે, વિરા તમે વિવેક કરી—ટેક
જેણે કરી જોવાયે સુગંધ લેવાયે બોલાયે સંભળાય.
સ્વાદ સર્વનો પૃથક જણાવે, તે આતમા કહેવાય.
તેને તમે જાણોરે, સંશય નવ રંકેરે જરી—જુગતિથી ૧
જીવ શિવ નહિ જુદા પણ દીસે, એ માયાનો ઢંગ.
સદા સહોદિત એક બ્રહ્મ છે, તે તો રહેરે અસંગ.
અરૂપીમાં રૂપ બહુરે, ઉતપત્તિ એમ થઈ—જુગતિથી ૨
મુખ તણો આભાસ જેમ, પેખીએ મુકરની માંહી.
દરશ્યા માટે દ્વૈત નાહીરે, ચિદા ભાસ જીવ થાય.
ભાસિકતે તો બ્રહ્મ છે રે, સભ્ભર રહ્યોરે ભરી—જુગતિથી.
શ્રવણ મનને નિદિધ્યાસે નિરખી થયો આનંદ.
જહાં જોઇએ ત્હાં સકળ બ્રહ્મ છે, મટી ગયો સર્વે ફંદ.
મુકુંદદાસનો એ મર્મરે વાત જાણે વીરલા ખરી.

---

## કિર્તન ૧૧.

હું છું વ્યાપી રહ્યા ત્રિભુવનમાં રે,
ત્રિભુવનમાં રે, સઉ જનમાં રે, મુજ મનમાં રે, હું છું૦
દૂર નિકટ હવે કોઈ ન મુજથી, સઉમાં હું, સઉ મુજ તનમાં રે, હું૦
સ્વપ્ન ટળ્યું ને ભ્રાંતિ વિલાઇ, વહું હવે, શીદ સાધનમાં રે, હું૦
એક હું જ્યાં, ત્યાં ભયશોકાદિ, આવે ક્યાંથી નયનમાં રે, હું છું૦
મુજમાં સઉ જડતાં, ન હવે વહું, સુતદારાગૃહધનમાં રે, હું૦
જગહરિ હું થયાં, એક જ નૃહરિ, નિરખતાં બ્રહ્મસદનમાં રે, હું૦

---

## કિર્તન ૧૨.

પ્રભુ પ્રેમે, આજે મારે ઘેર આવજો, કરુણા વર્ષાવજો.
જાપનાં વાજાં મેં બેસાડ્યાં આંગણે, વિભૂતિ સઘળી સાથે લાવજો; પ્રભુ૦
શમદમચૂને મેં ઘર આ ધોળ્યું છે, હું રંકની ઝુંપડી દીપાવજો; પ્રભુ૦
વૈરાગ્યના દીપ મૂકયાં મેં સ્થલ સ્થલ, દુઃખ વિયોગનું વિસરાવજો; પ્રભુ૦
ભાવનાનું રચ્યું આસન રુડું મે, બેશી તે પર પ્રભુ ઉર ભાવજો; પ્રભુ૦
અર્પુ આ હુંપણું ચરણુમાં અંતમાં, સ્વીકારી અર્થ આ અશેષ સારજો; પ્રભુ૦

---

## કિર્તન ૧૩.

હે શુણજો પ્રભો! આ પુકાર.
જોજો વહેતી નેત્રોથી આ આંસુધાર; હે૦
શરણ ચરણનુ નાથ! આપો,
અભયકર મુજ શીર્ષ સ્થાપો,
ભયથી ધ્રુજું હું અપાર; જોજો૦
ષડરિ જિતવા સરળ ન જાણી,
ગ્રહીને સાધનશસ્ત્ર પાણિ,
ઉતર્યો હું ભવરણમોઝાર; જોજો૦
અલ્પ સમય જતાં તથાપિ,
શક્તિ મેં મુજ નાથ! માપી,
હાર્યો હું કંઈ કોટિ વાર; જોજો૦

શૌર્યધૈર્ય હવે ન મુજમાં,
બળ ન સુદ્ધતું સ્વલ્પ ભુજમાં,
ગૌની કરજો નાથ ! વ્હાર;                    જોજો૦
દૈવી સાધનશસ્ત્ર શીખવો,
(અથવા) આપ ચઢી રણુ શત્રુ થકવો,
કરીને આ વિનતિ સ્વીકાર;                    જોજો૦

---

## તત્ત્વવિચારમાં સર્વદા નિર્ભયતા છે.
### કિર્તન ૧૪.

સભય હવે હૃદય ન થા, તત્ત્વને વિચારી;
ભયતાણું ન કોઈ કારણુ, જો તું ધારી ધારી;                    સભય૦
[1]પ્રખર ગ્રીષ્મઋતુમાં જતાં, ખાબોચીયાં સુકાઇ,
સુકાવાનું પણુ નથી, સમુદ્રને ભય કાંઇ,
વજ્રને શું છેદશે આ લોહની કટારી;                    સભય૦
ગંગાતટસ્થિત જન સહે, તૃષાતણો ના ત્રાસ,
પરમતત્ત્વમાં સ્થિત થતાં, ભયનો ન રહે ભાસ,
કાં જે સકળ તાપ ટાળે, પરમતત્ત્વવારિ[2];                    સભય૦
સુરતરુનિકટ રહે નહિ, નિર્ધનનાનું દુઃખ,
પરમતત્ત્વમાં રમણુ જ્યાં, ત્યાં રહે શાની ભુખ,
[3]અનલસમીપ રહે ક્યાંથી, ટાઢની ધ્રુજારી;                    સભય૦
મોતી ઉદધિ મધ્યે મળે, હીરો શોધ્યે ખાણુ,
પરમતત્ત્વ સઉ સ્થળ મળે, પણુ ના જુએ અજાણુ,
કંઠે કોહીનુર છતાં રડ ન રહી ભિખારી;                    સભય૦
ઠુંઠે કલ્પી ચોરને, થરથર કંપ ન વ્યર્થ,
ભ્રમમાં બ્રહ્મ નિહાળીને ગ્રહી લે સઉ શુભ અર્થ,
પુત્રને ન પ્રસવતી આ, નાટકની નારી;                    સભય૦
દિવસે પ્રકાશ પણુ દીસે, [4]ઉલૂકને અંધકાર,
છે સચ્ચિતિ સઘળે જુએ, પણુ મૂઢ જગદાકાર,
દોષ એ વિચારનો છે, લે ઉરે ઉતારી;                    સભય૦

---

૧ સખ્ત ઉનાળામાં. ૨ જળ. ૩ અગ્નિ. ૪ ઘુડ.

જગદાકાર વિચારને, પલટી હવે પ્રિય સદ્ય,
અખંડ તત્ત્વવિચારમાં, પ્રયત્નથી રહે રત[5],
અભય થતાં ચઢશે અજર સુખની ખુમારી; સભય૦
તત્ત્વવિચારામૃત હવે, અંધ થઇ ન ઉવેખ,
તું અમૃત ગણી જે ગ્રહે, તે છે વિષ, પ્રિય ! પેખ,
[6]તત્ત્વપિયૂષ પી તું ગાજે, નૃહરિની બલિહારી; સભય૦

---

## જીવહંસને પોતાના સ્વરુપનું સ્મરણ કરવા ઉપદેશ.

### કિર્તન ૧૫.

હંસ થઇને કાં મત્સ્ય તું ખાય રે,
તારો ચારો છે મોતીનો હે હંસલા !
મત્સ્યમાં બગલા, જો ! લોભાય રે; હંસ૦
મોતી તત્ત્વવિચારનાં, ઉંડે હત્સરમાંહ્ય,
મત્સ્યો વિષયવિચારનાં, મધ્યે જ્યાં ત્યાં ધાય,
તેને ખાતાં તું હંસનો બગલો બન્યો, શિવનો જીવ થઇ તું
દુઃખમાં ગાળે દિનો, વદી હાય રે; હંસ૦
પૂર્વ સ્વરૂપ સ્મરી હવે, ચેત સવેળા ચેત,
મૂળ સ્વભાવે સ્થિર થઇ, ખા મોતી ધરી હેત.
હવે વિષયોને વહાલા તું ના માનતો, માગું, તેમાં મોહીને
દુઃખી ના થતો, પડી પાય રે; હંસ૦

---

## અભ્યાસની આવશ્યકતા.

### કિર્તન ૧૬.

સાંધો ન મન સાધનમાં તો કેમ ભવજલ પાર ઉતરશો
કેમ અખંડ શાંતિને વરશો રે, જોજો.
મલિન વસ્ત્રો પ્રક્ષાલ્યાવિણુ કેમ સ્વચ્છ વસ્ત્ર ધરી ફરશો રે વિશ્વે.
યોગ્ય ભકિત કે સાંખ્ય સજ્યા વિણુ મનમલને કેમ હરશો,
આ જીવપણું દૂર કરશો રે કો વિધિ, સાંધો૦

---

૫ પ્રીતિથી જોડાયલો. ૬ તત્ત્વરૂપી અમૃત.

દુઃખસાધક કૃતિ કરીને નિશદિન, સુખફલને કેમ ધરશો રે મુખમાં
વિષવલ્લી રસ પીને પૂરો, મૃત્યુથી શું ઉગરશો,
મહા ઉદધિને કેમ તરશો રે, નૌ વિના સાધો૦
પ્રતિક્ષણ ચિંત્યે દશ્ય પદાર્થો સ્વરૂપ ન હૃદયે ભરશો રે કયારે
પ્રભુ ચિંત્યાવિણ પ્રભુ ના મળતા સાચી સમજમાં ઠરશો,
મહા યત્ને હવે ઉધ્ધરશો રે, સ્નેહે, સાધો૦
યમનિયમાદિ શમદમ સાધી, ક્ષણ ક્ષણ હરિપદ શમરશો રે પ્રેમે,
વિવિધ યુક્તિથી હરિમય કરી મન, જીવતાં વીર મરશો,
પછી નિર્ભય નિત્ય વિચરશો રે, જ્યાં ત્યાં સાધો૦

---

## તત્ત્વાભ્યાસ કરનાર સાધકના અનુભવોદ્દગાર.

### કિર્તન ૧૭.

ચિતિજ્યોતિ રમ્ય મૂર્ધમાં પ્રકાશે,
કરે સર્વ ચિતિરૂપ નિજ પ્રકાશે.
મૂર્ધમાંથી વ્યાપે નીચે ધીરે ધીરે,
ચિતિરૂપ કરે સકળ આણું શિરે, ચિતિજ્યોતિ૦
મગજ નેત્ર ને નાસા કર્ણ મુખાદિનો બદલીદે વર્ણ,
ઇંદ્રિયસ્થાને ઝળકે ચિતિ, શાંત મનોહર જેની દ્યુતિ.
સકળ શીર્ષને ચિન્મય કરી, ચિતિજ્યોતિ આગળ વિસ્તરી,
પૂર્યો સઘળો કંઠપ્રદેશ, જાય ન જેનો કથ્યો ઉજેશ.
શનૈઃ શનૈઃ આગળ વધ્યો, કંઠથી ચિતિપ્રવાહ,
નિજ રૂપ કરી કર છાતી ઉર, ટાળ્યો સઉનો દાહ,
અધઃ પ્રદેશે વહી પછી, કર્યું સકળ તદ્દરૂપ,
શીર્ષથી પગસુધી થઇ રહ્યું, અણુ અણુ ચિતિસ્વરૂપ, ચિતિ૦
નાભિમાં થઇ દ્રષ્ટા સ્થિત, જુએ ચમત્કૃતિ થઇ એકચિત્ત,
અદ્‌ભુત આનંદછોળે નહાય, અનુભવ કથતાં પણ કથાય.
સ્તબ્ધ થઇ દ્રષ્ટા જુએ, ત્યાં તો તનુથી બાહ્ય,
ચિતિવૃતિ નિસરી પ્રસરી ગઇ, આખા ઘરની માંહ્ય.
પુસ્તક, માળા, લેખિની, પેટી, પટારા, વસ્ત્ર,
ચિદ્દરૂપ સઘળું થઇ રહ્યું, ચિતિ ચિતિ ચિતિ સર્વત્ર, ચિતિ૦

નિજ રૂપ કરી ઘર, અગ્નિ જેમ, વ્યાપે બધા નગરમાં, તેમ,-
ચિતિવૃતિ નગરે વ્યાપી ગઇ, ચિતિથી ભિન્ન ન દીસે કંઇ.
હર્મ્ય, મહાલય, ઝુપડાં, કોઇ ન ભેદ ભળાય,
જડજંગમ ચિતિજ્યોતિમાં, ચિતિજ્યોતિમય થાય.
ક્રમથી પર્વત નદી અને, દેશ તથા નવ ખંડ,
ચિતિથી પૂર્ણ થઇ જતું, અને બધું બ્રહ્માંડ, ચિતિ૦
અનવાધ પ્રદેશ ચિતિમય થાય, નહિ પાર કે અંત જણાય,
શાંત ચિદાત્મા સઘળે દીસે, દૃશ્ય ગળ્યું સઉ ચિદ્વૃતિવિષે,
ભૂત ભવિષ્ય શમી ગયા, વર્તમાન પણ તેમ,
દેશવસ્તુકૃત ત્યાં રહે, પરિચ્છેદ પછી કેમ.
દશ દિશ ચિતિવૃતિ ન્યાળીને, નિજ અંતર નિજ બાહ્ય,
દ્રષ્ટા ભૂલી દૃષ્ટૃત્વને, ચિતિવૃતિરૂપ સોહાય, ચિતિ૦

---

## ઉપરતિના સુખની અનુપમતા.

### કિર્તન ૧૮.

[1]ઉપરતિના સુખની બલિહારી,
પામર બિષયી શું સમજે કોઇ સમજે અધિકારી—
અભયની જ્યાં અદ્‌ભુત ખુમારી,
જાય રસાતાળ પૃથ્વી ભલે પણ સ્વલ્પ ન કંપારી—
ઉપરતિનો મહિમા અતિ ભારી,
રંક રળી પણ જેને દે અષ્ટ સિધ્ધિ તુચ્છકારી—
ઉપરતિને જેણે ન ઉર ધારી,
હોય ભલે મહા નૃપતિ પણ છે રંક તે ભીખારી—
ઉપરતિ દે અચલ સુખે ઠારી,
વિણઉપરતિ અમરાવતીનાં સુખ, દુઃખથી ન દે તારી—
મનમળ દે, ઉપરતિ નિવારી,
હૃદય સ્ફટિકસમ કરી દર્શાવે ઇશ્વર અવિકારી—

---

૧ વિરાગ.

સરળ કળ સંયમની સારી,
હાથ ન આવે, ઉપરતિથી ન મતિ જવ લગી શૃંગારી—
ઉપરતિ છે મોક્ષ તણી બારી,
પામે તેની ટળી જતી ભવમાં આવાગમનવારી—
ગગનગઢે નિશ્ચય ધરનારી,
ઉપરતિનિસરણી નરહરિગૃહવિણ ક્યાંહિ ન મળનારી—

## ભક્તિ તથા વિવેકાદિ સાધનો સાધનારજ ઇષ્ટસાક્ષાત્કાર કરે છે.

### કિર્તન ૧૯.

શમદમ સાધી, પ્રભુ આરાધી, નિજપદપ્રતિ જે નિત્ય ધસે છે,
ટાળી આધિ વ્યાધિ ઉપાધિ તેને તન પ્રભુ પ્રકટ વસે છે. ધ્રુવ.
જે બહિરંતર રહીને સુંદર, જોવા હરિહર, કેડ કસે છે, ટાળી૰
દોષ નિવારી સદ્ગુણ ધારી, તત્ત્વ વિચારી સાર ગ્રસે છે, ટાળી૰
સજી ઉપરતિને, બોધી મતિને, આત્મરતિને ધરી વિલસે છે, ટાળી૰
વિધવિધ ભોગો, કરતા રોગો, દે દુઃખઓઘો,-લહી ન ફસે છે, ટાળી૰
પ્રભુને ભજતાં, દુઃખો વધતાં, લેશ ન હઠતાં જે ન ચસે છે, ટાળી૰
સ્થિર મન રાખે, હરિરસ ચાખે, પ્રભુગુણ પાખે, ન અન્ય ભસે છે, ટાળી૰
ચિદ્રસ ભોગી, એવા યોગી, હરિસંયોગી, કોઇ હસે છે, ટાળી૰

## સન્મતિઅર્થે ઇષ્ટને અભ્યર્થના.

### કિર્તન ૨૦.

આજે આપો હે નાથ મને સન્મતિ, હાંહાં રે, આજે૰
આપો મને સન્મતિ, કાપો આ મારી દુર્મતિ, આપો૰
ભવદવથી હું ત્રાસી શરણ છું આવ્યો, નિરખો દયાથી રંકના પ્રતિ
કોઇ ઉપાયે મને શાંતિ ન ભાસે, થાકયો છું પુરો પ્રભો હું મથી
ઇંદ્રિયવેગ કે મનતણા વેગો, રોકયા મારાથી રોકાતા નથી.
કેમ કરી ટાળું આ વિષયની પ્રીતિ, પ્રકટાવું શી રીતે ઉપરતિ.
વિવેક ન જાગે વિરાગ ન જાગે, જાગે ના આપમાં સાચી રતિ.
રજતમ દબતા ના, સત્ત્વ ન વધતો, નિત થતી આયુષ્નની ક્ષતિ
અનગ્રહ જો ન કરશો નાથ હવે તો, દિનદિન થાવી બુરી ગતિ
નરહરિનાથ ધાજો બ્હારે શિશુની, ગાંડી ઘેલી આ સુણી વિનતિ

## ઇશ્વરને પ્રત્યક્ષ કર્યાવિના આ જગત્‌માં જે કાંઇ કરવામાં આવ્યું હોય છે તે નિરર્થક છે.

### કિર્તન ૨૧.

જગત્‌ના નાથને જોયા—વિના સઉ ધૂળધાણી છે,
પ્રભુ નિરખ્યાવિના નયને, ઉભી ચોરાશી ખાણી છે.
થયું શું મહેલ બાંધ્યાથી, થયું શું ઉંચુ ખાધાથી,
થયું શું દ્રવ્ય સાધ્યાથી, રહી જો ભવની ઘાણી છે, જગત્‌ના૦
ધરી વસ્ત્રો રૂડાં અંગે, લઈ મિત્રાદિને સંગે,
ફર્યા બગીમાં બધે રંગે, મહત્તા ના ગણાણી છે, જગત્‌ના૦
ભલે વ્યાખ્યાન બહુ કીધાં, ભલે ગ્રંથો રચ્યા ચુંદા,
ભલે કાવ્યો ઘણાં ગુંથ્યાં, વલોવ્યું તોએ પાણી છે, જગત્‌ના૦
વિલોકયું ફ્રાન્સ ને ઇંગ્લાંડ, વળી જાપાન સ્વીત્ઝર્લાંડ,
અમેરિકાનું ન્યુ ઇંગ્લાંડ, નકામી દૃષ્ટિ તાણી છે, જગત્‌ના૦
પ્રભુ છે પ્રાણથી પાસે, નયનસંમુખ તથા વાંસે,
દશે દિશ સકળ સ્થળ [1]વાસે, જુએ પણ કો ન પ્રાણી છે, જગત્‌ના૦
નદીઓ સ્વર્ણના રસની, નિરંતર આંગણે વહેતી,
ગ્રહે જીવ તે ન સંપત્તિ, ગ્રહે પણ કોડી કાણી[2] છે, જગત્‌ના૦
છતે નેત્ર નથી જોતા, મણિ ત્યજી કાચમાં મ્હોતા,
મરણપર્યંત રહે રોતા, મણિ ભ્રમમાં ગુંચાણી છે, જગત્‌ના૦
વિરલ કો કમર કસી મચતા, પ્રભુને પ્રકટ તે કરતા,
અચલ પદ સદ્ય તે ઠરતા, ખરી તેની કમાણી છે, જગત્‌ના૦

---

## ઉદ્વિગ્ન મનને જ્ઞાનપ્રબોધ.

### કિર્તન ૨૨.

છોડી દે આ ઉદાસી,
છે સૃષ્ટિ સકલ તુંથી ભાસીરે; છોડી દે૦
દુઃખ તારૂં ઉપજાવ્યું ઉપજે, તુજવિણ શકે ન પ્રકાશી રે;—
ભયશોકાદિ સ્થિર ન રહે ક્ષણ (જો) તુજ સત્તા ગઈ નાશીરે—

---

૧ વસી રહ્યા. ૨ કાણી કોડીને ગ્રહે છે.

સર્વતણું મૂળ હે મન તું છે, સમઝ સ્થિતિ તુજ હાસીરે—
જેવા વિચારને તું સેવે, તદ્વત્ થતું જો ક્યાસીરે;*—
સુખદુઃખની કળ છે તુજ હસ્તે, વ્યર્થ તો ચિંતા આ શીરે;—
અનિત્ય તજી નિત્યમાં મતિ જોડી, જો તું તને અવિનાશીરે;—
જાતે રચી કાગળનો કેસરિ, ભયથી મરે શીદ ત્રાસીરે;—
નિકટ છતાં, ગંગા શીર રહે છે, વારિવિના પ્રિય ! પ્યાસીરે;—
ક્ષણ પણ દુઃખનું ચિંતન ન કરી, દ્વાર કે દુઃખનું વાસીરે;—
સત્ ચિત્ આનંદ નરહરિ ચિંતી, છેદ આ જડદુઃખ ફાંસીરે;—

---

## દોષનિવારણાર્થ સુમતિની યાચના.

### કિર્તન ૨૩.

અમો મૂઢને દેજો મતિ સારી રે સારી રે,
સારી મતિ સારી, અમો૦
દુર્મતિ વધતી, થતી નિત્ય અવનતિ,
દુઃખના પ્રહારો પડે ભારી રે ભારી રે,
ભારી પડે ભારી, અમો૦
જ્ઞાનના માર્ગમાં નાથ ન વહેતા,
અજ્ઞાનમાં વહીએ માથું મારી રે મારી રે,
મારી માથું મારી, અમો૦
રાગ ને દ્વેષથી નિત્ય પ્રજળીએ,
ઠરીએ ન તત્ત્વદૃષ્ટિ ધારી રે ધારી રે,
ધારી દૃષ્ટિ ધારી, અમો૦
હુંપદે ચઢીને, સર્વથી વઢીને,
ઉઘાડી નરકની બારી રે બારી રે,
બારી દુઃખી બારી, અમો૦
ભક્તિને છાંડી, કુશકા ખાંડી,
ભુખની આ પીડ ના નિવારી રે નિવારી રે,
નિવારી ના નિવારી, અમો૦

---

*અનુમાન કરીને.

વિષયોથી ભૂલ્યા, મોહમાં ડુલ્યા,
નદી ત્યજી સેવી ખાડી ખારી રે ખારી રે,
ખારી ખાડી ખારી, અમો૦

ઘર ગણ્યું મારૂં, વિશ્વ પરભાર્યું,
ભેદ પોષી મોક્ષે મૂકી આરી રે આરી રે,
આરી મૂકી આરી, અમો૦

ક્રોધને કીધો, લોભને લીધો,
શોકથી નેત્રે ભર્યું વારિ રે વારિ રે,
વારિ ભર્યું વારિ, અમો૦

અન્ય જનો પીડ્યાં, વેણુ કહી કુંડાં,
હૃદયે ન વૃત્તિને ઉતારી રે ઉતારી રે,
ઉતારી ના ઉતારી, અમો૦

કામના ન કાપી, રંક નાંખ્યાં ચાંપી,
સ્વરૂપ વિચારી રમ્યા જારી રે જારી રે,
જારી રમ્યા જારી, અમો૦

અજ્ઞાનનું જાળુ, સદ્ય અમો બાળુ,
આપો મતિ, યાચીએ પોકારી રે પોકારી રે,
પોકારી રે પોકારી, અમો૦

થવી ગતિ ભુંડી વ્હારે જો ન આવો,
દોષો ટાળી લેજો હવે તારી રે તારી રે,
તારી લેજો તારી, અમો૦

ગમે તેવા પણ ગણી બાળ પોતાના,
આજ જ્ઞાન આપી લો ઉગારી રે ઉગારી રે,
ઉગારી લો ઉગારી, અમો૦

નમી નમી કરગરી, યાચીએ નરહરિ,
દાખીને સ્વરૂપ દીજે ઠારી રે ઠારી રે,
ઠારી દીજે ઠારી, અમો૦

## ઇષ્ટ જે જે કરે છે તે હિતકરજ હોય છે, એવી શ્રદ્ધાને સેવનાર સાધકના વચનો.

### કિર્તન ૨૪.

કરો નિત્ય પ્રભુ હિત મારૂં, પછી શીદ વૃથા ભય ધારૂં,
શીદ શોકનાં વેણ ઉચ્ચારૂં, કેમ શાંતિથી મનને ઠારૂં.
ધનને દીધાથી ને વિભવે મઢયાથી, આપને ભાસે ન હિત,
રાખી રહો પછી નિર્ધન તેમાં, શીદ કરૂં ખેદ હું ચિત્ત; કરો૦
નિરોગ સ્થિતિમાં કે વ્યાધિ મુજ, હિત છે તે જાણો આપ,
વ્યાધીને હિત લહી આપો પછી પ્રભુ, હું શીદ કરૂં સંતાપ; કરો૦
પુત્ર મર્યાથી કે સ્ત્રી મરવાથી, મરવાથી માત ને તાત,
આપને હિત જણાયું પ્રભો તો કરીશ ન હું વલોપાત; કરો૦
જે સમયે જે દો તે પ્રભુ દો, ગણી મારૂં કલ્યાણ,
તો પછી દુઃખની શંકાથી શોકને, સેવું શીદ થઇ અજાણ; કરો૦
મનુષ્યપિતા પણ પોતાના પુત્રનું, કરતા કદી ન અહિત;
વિશ્વપિતા આપ હિત ન કરો મુજ, શંકા એ અતિ અનુચિત; કરો૦
નરહરિ પ્રભુ લહી આપ નિયામક, સાવધ ઉર દિનરાત,
જે જે બને તે હિતતમ લહી હું રહું હૃદયે રળીયાત; કરો૦

---

## સુખ સ્વસ્વરુપથી ભિન્ન નથી.

### કિર્તન ૨૫.

સુખનાં હું સાચાં જ્યારે સાધનો ન જાણતો'તો.
ત્યારે વારે વારે વિષયોને માણતો'તો.
હીરા મોતીને રત્ન ત્યજી દેઇ, પથરાને હર્ષ ધરી ધરી ઘેર આણતો'તો સુખનાં૦
ઉવેખી સાચા દધિને નિત્યે, પાણીને દધિ જાણી જાણીને છાણતો'તો, સુખના૦
તારક અંતર્મુખતા નાવને છાંડી [1]બાહ્ય મુખવૃત્તિશિલા નૌકા પ્રમાણતો'તો, સુખના૦
તત્ત્વસુવર્ણના તાર ન તાણીને અતત્ત્વ રૂના કાચા સુતરને તાણતો'તો, સુખ૦
નરહરિ નાથે ન્હોતાં નેત્ર આંજ્યાં જ્યાં સુધી, સુખ છે મારાથી જૂદું એવું ભ્રમે નાણતો'તો, સુખનાં૦

---

૧ બહિર્મુખ વૃત્તિ જે સંસારસાગરમાં ડુબાડનારી શિલા છે તેને નૌકા જાણતો હતો.

## વિષયોના ત્યાગપૂર્વક ઇષ્ટસ્મરણ કરવા સુબોધ.

### કિર્તન ૨૬.

વિષયોના છોડીને વીરા મોહનરે, રામ રટને સવેળા,
યત્ને કરી લે સુવર્ણ જીવલોહને રે, આવી મળવી ન વેળા,
રટને રે સવેળા રામ રટને સવેળા, રામ રટને સવેળા, રામ રટને સવેળા
રામસ્મરણસમ શ્રેષ્ઠ ન વિશ્વે, બીજો જો! વ્યાપાર,
વર્ણવતાં ફળ જેનું થાક્યા, ઋષિ મુનિ વેદો ચાર રે, રામ૰
વગરમુડીએ, વગરબુદ્ધિએ, વિણસાહિત્યે થાય,
એવો ધંધો રામસ્મરણવિણ, જો! નથી ત્રિભુવનમાંહ્યરે, રામ૰
હરતાં ફરતાં ખાતાં પીતાં સુતાં સાધી શકાય,
સાજે માંદે પણ જે સધાયે, મહિમા ન કથ્યો જાયરે, રામ૰
માનવતનું મળ્યું ભરતભૂમિમાં ધન્ય ધન્ય તુજ ભાગ્ય,
અપૂર્વ ફળ દેનારો આવો, ફરી ક્યાં મળવો લાગરે, રામ૰
મૃત્યુલોક શુભ કમાણીમાટે, જોજે કરી વિચાર,
આળસપ્રમાદમાં ન ગુમાવીશ, નિષ્ફળ આ અવતારરે, રામ૰
સૂર્ય ચંદ્ર અજ હરિહર જે જે પામ્યા ઉંચાં સ્થાન;
તે ફળ રામસ્મરણનું સમજી, કસ કટિ ઝટ ગુણવાન રે, રામ૰
સાચું સુખ વિષયો નહિ આપે, કહી કહી થાક્યા સંત
ગળે કેમ ના ઉતરે તુજને, થઇને આમ ધીમંત રે, રામ૰
અભ્યાસે વિષયોમાં જેવો, પ્રકટાવ્યો તેં પ્રેમ,
રામસ્મરણમાં તેમ કરો તો, બને લોહનું હેમ રે, રામ૰
કોળી ચમાર પણ સ્મરી હરિને બન્યા દેવના દેવ,
કીચીમાં કેમ હજી તું લોટે, ત્યજી દે વીર કુટેવરે, રામ૰
નરહરિ પ્રભુ તત્પર છે તુજને દેવાને સનમાન,
ત્યજી વિમુખતા, અભિમુખ થા ઝટ, ક્ષણ ક્ષણ સ્મરી ધરી ધ્યાનરે રામ૰

## શ્રદ્ધા એજ સર્વ સુખનું મુળ છે.

### કિર્તન ૨૭.

શ્રધ્ધા સકલ સુખમૂળ છે, શ્રધ્ધાવિના બધું ધુળ છે.
આરોગ્ય શ્રધ્ધાથી મળે ઉદ્યોગ શ્રધ્ધાથી ફળે,
શ્રદ્ધાથી જન, ધન પણ રળે, શ્રદ્ધા ન ત્યાં દુઃખશૂળ છે; શ્રધ્ધા૦
શ્રધ્ધાથી ઉન્નતિની ગતિ અતિ વેગથી વધતી જતી,
ઉન્નતિ તત્ક્ષણુ અટકતી, શ્રધ્ધાનું જ્યાં વર્તુલ છે, શ્રધ્ધા૦
જે જે જણાતું ઉંચું અહિં શ્રધ્ધાથી તે પ્રકટયું સહી,
શ્રધ્ધાથી દુર્લભ નહિ કંઈ, ભવસિંધુમાં એ પુલ છે, શ્રધ્ધા૦
જે જે અસાધ્ય બીજા ગણે, શ્રધ્ધા સુસાધ્ય જ તે ભણે,
કશું અશક્ય ન શ્રધ્ધા શુણે, શ્રધ્ધાનું વિર્ય અતુલ છે, શ્રધ્ધા૦
શ્રધ્ધાથી હિમગિરી ઉખડતો, વિણુ પક્ષ જન નભ ઉડતો,
શીતળ થઈ અગ્નિ જતો, શ્રધ્ધા જ સિધ્ધિ અમૂલ્ય છે, શ્રધ્ધા૦
શ્રધ્ધા પ્રકટતાં આવતા જનવિષે સદ્દગુણો બધા,
અંતરતણી શ્રધ્ધા જતાં, ઇંદ્રિયો મન પ્રતિકૂલ છેઃ શ્રધ્ધા૦
શ્રધ્ધાથી દશ દિશ અભય છે, શ્રધ્ધાથી જ્યાં ત્યાં વિજય છે,
શ્રધ્ધા ન ત્યાં નિત્ય અજય છે, સંકટ સદોદિત વિપુલ છેઃ શ્રધ્ધા૦
શ્રધ્ધાતણી નિકૃષ્ટતા, કંઈ જનો બુધ્ધિથી માનતા,
જાણે અનુભવ પણ થતાં, શ્રધ્ધાનિકટ, મતિ ડુલ છે. શ્રધ્ધા૦
શ્રધ્ધા ધરી તેને નથી, કરવાનું કાંઈ મથી મથી,
કાં જે ત્રિભુવનના પતિ, તેને સદા અનુકૂલ છે; શ્રધ્ધા૦

---

## ઇષ્ટપ્રતિ ઉપાલંભનો ભાવ દર્શાવનારાં માર્મિક વચનો.

### કિર્તન ૨૮.

આવો અંતર થઇને સમર્થ, અમથી ન રાખીએ મહારાજ !
સ્વરૂપે જે છો આપ હું તે છું, અંશરૂપે પણ આપતણો હું,
શિવ રહો આપ, હું જીવ રહે એ શું, ન રાખીએ મહારાજ.
આપ રહો અજરામર, મારે,–મૃત્યુવાર્ધક્યનું દુઃખ ભારે,
જન્મવું જગમાં વારે વારે, ન રાખીએ મહારાજ.

અખંડ સુખમય આપ વિરાજો, ત્રિવિધિ તાપે હું રહું દાઝયો,
ભેદ જ આવો ઝાઝો, અમથી ન રાખીએ મહારાજ.
ઐશ્વર્યાબ્ધિ ભલે પ્રભુ રહેજો, લઘુ સરિતા પણ અમને કરજો,
ઘટિત શું અરણ્યસમ પણ સર્જો, રાખીએ મહારાજ.
આપસમાન, ન કહું, કરી સ્થાપો, પૃષ્પ ન પણ કહું પત્રજ આપો,
શ્રીપતિ દરિદ્રતા મુજ માપો, ન રાખીએ મહારાજ.
આપતુલ્ય હતું કાંઇ ન દેવું, વદ્યા વેદમાં તો શીદ એવું.
'અભિન્નપણું જીવશિવમાં લહેવું' ન રાખીએ મહારાજ.
પુત્ર અનૌરસ હોય નૃપતિનો, ધણી હોયે થોડી પણ ક્ષિતિનો,
જગપતિસુત હું દરિદ્ર સ્થિતિનો, ન રાખીએ મહારાજ.
ભેદ ભલે બીજો પ્રભુ રાખો, જ્ઞાનભેદ પણ વિલાવી નાંખો,
'થા ચિન્મય' વર ભાખો. અમથી ન રાખીએ મહારાજ.

---

## દૃશ્યમાં આસક્ત મનને સુબોધ.

### કિર્તન ૨૯.

કશું નિરખી ન મન લલચા તું,
સુખ ન અવરથી થવું કદી તુજને, સુખ તુજને તુંથી થાતું. કશું૰
વિવિધ સુખપ્રદ તુજને વિશ્વે, જે જે સર્વ જણાતું,
તે સઉનું કારણ તું પોતે, સમજી બહિર ના ધા તું, કશું૰
કાળા કાચથી જોતાં કાળું, લાલથી લાલ ભળાતું.
જગત્ જુએ જેવી નજરે તું, તેવું તે દેખાતું. કશું૰
સુખનું કારણ તુંવિણ કોઈ ન, વિચારથી સમજાતું.
વ્યર્થ હવે શીદ બાહ્ય વિષયમાં. સુખને અર્થ ફસાતું. કશું૰
જે જોઇએ તે તુજમાં નિશ્ચય, સુરતરુ તું વખણાતું,
તુજ સામર્થ્ય લહ્યાવિણ અમથું. અહિં તહિં તું ભટકાતું, કશું૰
લોકચતુર્દશ રચી તું શકે, કંઈ,—તુંથી ન અશકય ગણાતું,
ભયભીત રહી, વહી દીનત્વે શીદ, દુઃખમાં આમ પીલાતું, કશું૰
સર્વપતિપદ તુજ અનુભવી લે, થઇ નરહરિગુણ ગાતું,
અજરખુમારી ચઢતાં ફર પછી, નિજબળમાં મદમાતું, કશું૰

---

## કર્તવ્યને સાધવાપ્રતિજ માત્ર દૃષ્ટિ રાખવા જીવને ઉપદેશ.

### કિર્તન ૩૦.

કર્તવ્યને કરજે રે, કોથી ના પછી ડરજે રે,
મસ્ત થઇને ફરજે રે, તૃણવત્ લહી સંસારને હોજી,
કોઇથી તારો વાંકો ન થઈ શકે વાળ, કર્તવ્યને૦
અઢાર અંગથી વાંકું જે, ઉંટસમ જગત્ ભણાય,
તેના શુભ અભિપ્રાયને, રખે પામવા ધાય,
ઇશ્વરમાં પણ દોષ જે, જોતાં ના ખચકાય,
તું સ્પૃહા જગતની હરજે રે, તૃણ૦
સકળ વિશ્વનો કો નથી, પામ્યું શુભ અભિપ્રાય,
કૃષ્ણ રામ પણ જગત્‌ના, જનથી જો ! નિંદાય,
જુએ દોષ તુજ ત્યાં પછી, શું આશ્ચર્ય ગણાય,
ભય સ્વલ્પ ન હૃદયે ધરજે રે. તૃણ૦
સદ્‌ગુરૂઇશ્વરશાસ્ત્ર જે, વિધિથી પ્રસન્ન થાય,
તે વિધિ વહેજે યત્નથી, કુપથ ન ધારી પાય,
છો પછી ફાવે તે કહે, આ જનનો સમુદાય,
દુર્જનનાં વચન વિસરજે રે, તૃણ૦
પુર્વથી પશ્ચિમમાં વહે, રવિ જો ! ગગને નિત્ય,
સુજન કુજનનાં વચનને, ધારે કદી ના ચિત્ત,
સાધનપર રહી શુણ ન તું, લોકવચન અનુચિત,
મતિ પ્રભુમાં સ્થિર કરી ઠરજે રે, તૃણ૦
આયુષ અલ્પ લહી સખે ! ત્યજજે બીજી જંજાળ,
વ્યર્થ કુથલીમાં છો બીજા, પચી રહે, રહી કંગાળ,
પણ તું તો હરિ સ્મરી સમય, સત્પ્રયત્નમાં ગાળ,
પ્રતિક્ષણ હરિ હરિ ઉચ્ચરજે રે, તૃણ૦
નરહરિપ્રભુની ઓથમાં, જ્યાં લગી રહીશ ભરાઇ,
ત્યાં લગી ત્રિભુવનમાં તને, કોઇથી ના થશે કાંઇ,
પ્રભુથી અભિન્ન થઇ રહે, ત્રિકાળ તેથી ભાઇ,
જીવપણું ભૂલી સ્વરૂપે સરજે રે, તૃણ૦

## અવિવેકી જીવને ઉપાલંભ.

### કિર્તન ૩૧.

આંધળો આંખો છતાં નથી જોતો, મુકીને કામધેનુ આ કૂતરીને દોહાતો.
ભોગવતો ભોગ તેમ તેમ રોગ મેળવીને મૃત્યુના મુખમાંહિ વહેતો,
તોએ ન ભોગતણી વાસનાને ત્યાગતો, ઉલટો અધિક ભોગ ગ્રહેતો, આં૦
પાણીના પરપોટાપેરે નિહાળતો, મરતાં આ લોકતણા થોકો,
કરવાનું તોએ મુકી નેવે, નિરાંતે—પીતો ચાહા કોફી ને કોકો, આં૦
વાડીઓ ને ગાડીઓમાં બંગલામાં રંગરાગે રહેતો આઠે પહોરે મ્હોતો,
ઝાંઝવાનાં પાણીથી તરસ છીપાવવાની, આશામાં મોઘું આયુ ખોતો, આં૦
સુખ ન જણાયું સાચું વિષયોમાં આજ લગી, તોએ વિષયોમાં મન પ્રોતો,
ઉજળું થયું ન વસ્ત્ર ધોતાં ગળીમાં, તોએ ગળીમાં પાછું ધોતો, આં૦
પ્રભુની ભક્તિથી દુઃખમાત્ર ટળી જાતાં, કહેતાં એમ શાસ્ત્રો ને સંતો,
હૈયે ન ઉતરે આ વાત દીવાજેવી, ગણુતો પોતાને ગુણવંતો, આં૦
નરહરિ નાથ મારો કરુણાને ધારી ઉર, જ્યાં લગી હાથને ન સહાતો,
માયાવિવશ આ અંધ જીવ ત્યાં લગી. ભવરણમાં ભટકાતો, આં૦

---

## જ્ઞાનનું યથાર્થ સ્વરુપ જાણવા સામાન્ય મતિ અસમર્થ છે.

### કિર્તન ૩૨.

અકલિત છે ગતિ જ્ઞાનની, જીવ કોઇ ન જાણે રે.
કોઈ ન જાણે રે, આ વિશ્વમાં કોઇ ન જાણે રે: અક૦
છે આમ ને છે તેમ થઇ ડાહ્યા વખાણે રે,
પણ જેમ છે આ તેમ તો જ્ઞાની પ્રમાણે રે: અક૦
દરમાં રહેતા ઉંદરો, શું લહે રવિપ્રતાપ,
અતત્ત્વતિમિરે જીવ વસી, શું કરે જ્ઞાનનું માપ:
છે હસ્તિ આવો એમ, અંધો ગાય ગાણે રે; અક૦
કીડીયાના વ્યાપારી ના, જાણે મણિ મૌક્તિક,
વનેચરો પીતળતણાં ભૂષણ ગણતાં ઠીક;
નિજ નેત્રવિણ પરનેત્રથી, કોઇ કેમ નાણે રે; અક૦
દૃશ્યદૃષ્ટિ રહે ત્યાં લગી, જ્ઞાન ન કદી સમજાય,
પાણીમાં વસી અગ્નિના, તાપે કેમ તપાય;
અંધકાર ના ટળનાર વસતાં ઉંડી ખાણે રે; અક૦

તત્ત્વ સકલ સ્થળ ભરી રહ્યું, નિશ્ચય દ્વૈતઅભાવ,
તો પછી ભયદુઃખાદિનો, ક્યાંથી રહે સદ્‌ભાવ;
દુઃખભોગનો પણ યોગ, જ્ઞાને કંઈક માને રે; અક૦
શાસ્ત્રપઠન નથી જ્ઞાન એ, સ્થિતિ એ કેવલ ભિન્ન,
અનુભવવિણ વાતો કર્યે, કોઈ ન થતું અદીનઃ
નૃહરિ હું જોનારો સ્વરૂપસુખ સદ્ય માણે રે; અક૦

## દૃશ્યનું વિનાશત્વ.

### કિર્તન ૩૩.

મેં તો જાણ્યું જૂઠું દૃશ્ય આ તમામ છે, સત્ય નૃહરિ નામ છે.
આજે ઉપજે તે કાલે વિલાતું, જોયું ન કોઈનું અચલ ઠામ છે. મેં૦
પ્રીતિ બાંધી બાંધી મિથ્યા પસ્તાવું, વહેતાં પરતંત્ર આ દેહદામ છે; મેં૦
ઝાકળના જળથી તૃષા ના ચોલાતી, સૂકાતાં રોવાનું અષ્ટ યામ છે: મેં૦
સુતમિત્રદારાદિ સંબંધી પ્રાણીઓ, જીવનું ન સાચું કોઈ વિરામ છે; મેં૦
અંકવિના મૂલ્ય મીંડાનું જેમ નથી, નરહરિનાથવિણ સઉ નકામ છે; મેં૦

## ઉપાસ્યનો સાક્ષાત્કાર કરનાર વૃત્તિની આનંદોર્મી.

### કિર્તન ૩૪.

મેં તો મસ્ત ભઈ, મિલી શ્યામકો,
મિલી મેરે શ્યામકો, નિરખી મેરે રામકો, મસ્ત૦
હૃત્પદ્મમેં જોઇ નાથ નિકટ કયોં, ખોજ્યું મેં તીર્થ અરૂ ધામકો; મેં૦
સ્પર્શમણિરૂપ મેરે પાઇકે પિયુકો, કયોં મેં રટુ યહ તુચ્છ દામકો; મેં૦
હોઇકે ચતુર્દશલોકકી રાણી, ચાહું મેં કયોં યહ લઘુ ગ્રામકો: મેં૦
સૌન્દર્યનિધિ મેરે શ્યામકું ભેટી, મોહું કયોં મેં યહ ભ્રષ્ટ ચામકો; મેં૦
પીયુષસરસ મેરે પીયુકો ત્યજીકે, ગ્રહું કયોં વિષયવિષજામકો; મેં૦
નિઃશંક નિર્ભય પરિપૂર્ણ ભઈ મેં, નમું કયોં યહ જગતગુલામકો; મેં૦
મૂર્ખ કહો કોઈ મોંકું, જ્ઞાની કહો કોઇ, સ્પર્શ ન હોયે મેરે ઠામકો; મેં૦
વક્ર નયન મુજ પ્રતિ કરનેકી, કોહુ ના ધરત અબ હામકો; મેં૦
જીવપદ મુજસેં અલગ ભયા અબ, શિવપદ જુટા મેરે નામકો; મેં૦
નરહરિ જગદીશ્વર લહી ભીતર, પામી મેં અચલ વિરામકો; મેં૦

## હૃદયમાં ઇષ્ટને સંનિહિત અનુભવનાર વૃત્તિના ઉદ્‌ગાર.

### કિર્તન ૩૫.

મારે હૃદયે જોઇ જગરાય, ભ્રાંતિ મેં તો સઘળી ત્યજી છે,
પૂર્ણ શાંતિ સજી છે, તત્ત્વદૃષ્ટિ ભજી છે.
કોઇતણા હૃદયે નાચે, ભુંડા કામક્રોધ ભૂતો,
મારે ઉર રાજે ગુરુરાય; ભ્રાંતિ૦
કોઇતણા હૃદયે દીઠાં, દોષરૂપી જમના દૂતો,
શોભે મારે હૃદયે વિશ્વરાય; ભ્રાંતિ૦
ભવતાપહોળી કોઇના, ઉરમાં ભડભડ નિત્ય જાગે,
મારે ઉરે ચંદ્ર ગુરુરાય; ભ્રાંતિ૦
નાવ છોડીને જીવો, ભવ તરવા તરણાને વળગે,
રુડા સાચા નરહરિરાય; ભ્રાંતિ૦

---

## ઇષ્ટાશ્રયને પ્રાપ્ત વૃત્તિના ઉદ્‌ગાર.

### કિર્તન ૩૬.

મારા નાથના આશ્રયમાંહ્ય,
ક્યાંહિ મુજને ભય ન જણાય;
આંઠે પ્રહર નિશ્ચિંત સુવાય,
છોને વિશ્વ આખું નષ્ઠ થાય.
પડી જતાં ઘર માટીનું, શાનું હૃદય ભરાય,
મળ્યા મહાલય દિવ્ય જો, નિવાસઅર્થે સદાય.
રમતી ઘરમાં જેને કામગાય,
નિર્ધનતાથી તે ક્યાંથી પીડાય; મારા૦
સમર્થનું સામર્થ્ય પણ, મારા શ્રીગુરુરાય,
એક રૂવું કોઇથી ન કદી, મારૂ ઉખેડાય,
સિંહનિકટે જો સસલે અવાય,
સંકટે મુજ સામું તો તો જોવાય, મારા૦
અપાર મસ્તીવિષે રમું, પામી હું પ્રભુછાય,
પામર જીવ આ જગતના, લહે ન મુજ મહિમાય,
મહાનંદોદધિ રેલાય,
કૂપદર્દુરે શું કલ્પાય; મારા૦

---

## વિષયાભિમુખ મનને સ્વરુપાભિમુખ થવા શિક્ષા.

### કિર્તન ૩૭.

નિર્ભય નિઃશંક સખે ! ખેલજે,
જોઈ નિજરૂપ હૃદયમહેલ, નિર્ભય૦
પ્રજળે કાં ત્રિવિધિના તાપથીરે, શીતળ જળ તારૂં રૂપ,
તેમાં પ્રવેશી દાઝ ટાળીને, પામ શાંતિ અનુપ; નિર્ભય૦
દુઃખનું જડે નહિ શોધતાંરે, વીરા ત્રિલોકે સ્થાન,
દુઃખહેતુ વસે તારે અંતરે, નિજ રૂપનું આ અભાન; નિર્ભય૦
રોગીને ભાસે વિશ્વ રોગીયુંરે, રોગરહિતને નીરોગ,
આનંદમય વિશ્વ ભાસતું, થાતાં નિજરૂપયોગ; નિર્ભય૦
ધન તું અનર્ગળ મેળવેરે, વિધવિધ બળને કમાય,
પણ તે ઉપાધિજનક નીવડે, નિજ રૂપ જો ન પમાય; નિર્ભય૦
જિહ્વાવિના વિધવિધ ભોજનોરે, જેમ દેતાં ન સુખ,
નિજરૂપજ્ઞાનવિના વૈભવો, તેમ ટાળે ન દુઃખ; નિર્ભય૦
સ્વરૂપસાક્ષાત્કાર પામતાંરે, વિભવ સર્વ પડે પાય,
કાં જે વિભવ માત્ર વિશ્વના, ઉદય તુજમાંથી થાય; નિર્ભય૦
વળગે સુખાર્થ શીદ ડાળનેરે, સાચું છોડીને મૂળ,
નિજ રૂપ સુખધન સેવીને, સદ્ય ટાળ ભવશૂળ; નિર્ભય૦
રોકી વૃત્તિના બાહ્ય વેગનેરે, કર અંતર પ્રવેશ,
ડરીને ત્યાં દીર્ઘ સમય સ્થૈર્યથી, થાજે નૃહરિ મહેશ; નિર્ભય૦

---

## ધ્યાનોત્થિત વૃત્તિના ઉદ્‌ગાર.

### કિર્તન ૩૮.

જોયું મેં તો મારૂં સ્વરૂપસુખધામ,
વારે વારે હૃદયે થઈ, ધારી ધારી ઝાંખું—જોયું૦
રવિ પ્રકટયે દવ જેમ વિલાતો, પળમાં લય તેમ થયાં દુઃખો તમામ,
સર્પને સ્થાને સાચી રજ્જુ નિહાળી, જાણ્યું મેં હું નથી જીવ પણ રામ;-
દશદિશ જોતાં મારાવિણ નથી બીજું, સચ્ચિતમાં લેવું રહ્યું કોનું નામ,
દૃષ્ટિએ આવે બીજું ભિન્નસમ જે જે, કલ્પ્યો મારામાં એ પરિણામ;-

કર્તા, ભર્તા, ધર્તા, સંહર્તા હું ખંડ હું, દેશ હું, નગર ને ગ્રામ,
દુષ્ટ જનોના મને દ્વેષ ન પ્રકટે, રાગ ન હોય જોઈ સાધુ અકામ;-
કારણકાર્ય લહી હું પોતાને; પોતાનામાં પામ્યો અચલ વિરામ,
નરહરિ હુંમાં તુંમાં તેમાં નિહાળી, પૂર્ણ પ્રશાંત હું રહું આપ્તકામ;-

## શ્રીઇષ્ટપ્રતિ ઉપકારનિવેદન.

### કિર્તન ૩૯.

હા, હું છું બ્રહ્મ, જીવ નથી એ, આજ ગુરો ! સમજાય છે,
જીવપણું ગળી જાય છે, ભ્રાંતિના રાશિ વિલાય છે; હા હું૦
આજ લગી ટક્યું ખોટું જીવત્વ એ, મહદાશ્ચર્ય જણાય છે,
માર્ખ્યશી હસી જવાય છે, પ્રકટેલું સ્વપ્ન શમાય છે; હા હું૦
દારુણ અંધારૂં જ્યાં હતું પૂર્વે ત્યાં, દ્યુતિ ચિતિની ઝગકાય છે,
છે જેવું તેવું ભળાય છે, અવનવો અનુભવ થાય છે; હા હું૦
હું નથી, તું નથી, તે નથી, એક કે-બે નવ મુખથી વદાય છે,
બોલતાં બોલી બંધાય છે, પરાનીતે પ્રવેશાય છે; હા હું૦
ઉત્થાનમાં પણ દૃશ્ય પ્રપંચનું, પ્રપંચત્વ ન દેખાય છે,
સર્પમાં રજ્જુ કળાય છે, અભયથી ઉર છવાય છે; હા હું૦
દશદિશ હું વિણ જોઈ ન બીજું, આનંદોદધિ છલકાય છે,
દુઃખ સુખમાં પલટાય છે, અખંડ મુખ મલકાય છે; હા હું૦
અશ્રુતપૂર્વ આ અનુગ્રહનું પ્રભુ ! મૂલ્ય ન આંક્યું અંકાય છે,
બદલો ન વાળ્યો વળાય છે, અણુછતી મતિગુણ ગાય છે: હા હું૦

## ચિતિચિંતન સમયનો અનુભવ.

### કિર્તન ૪૦.

જ્યારે રહું હું સ્વરૂપ વિચારી, અનવધિ ચઢતી ચિત્ત ખુમારી,
નિર્ભયતા દશદિશમાં વ્યાપે, મનમતિ હઉં મહાસુખમાં ઠારી.
નિર્ધનતા પળમાંહિ પળાતી, બાહ્યાંતર સંપત્તિ ભળાતી,
દુઃખદાતા દીનતા દળાતી, વિચરૂં આ ઉર ઉંચું પ્રસારી; જ્યારે૦
ઉદાસી અંતરમાંથી નાસે, તિમિર જતું જેમ સૂર્યપ્રકાશે,
સુખમય સુખમય સઘળું ભાસે, આનંદતરંગ ઉદળે ભારી; જ્યારે૦

નખથી શિખસુધી બળ ઉભરાતું, વ્યાધિનું દુઃખ ન સ્વલ્પ જણાતું,
અણુ અણુમાં આરોગ્ય જ થાતું, જાણે પીધું અમૃતવારિ; જ્યારે૦
વ્યાપક મુજને સઉ સ્થળ જોતો, જળનભમાં લહી મુજને મ્હોતો,
પરિચ્છિન્નતા સઘળી ખોતો, હુંપણું નિજરૂપમાંહિ વિસારી; જ્યારે૦
જાણું ન કયાં આ તુલા જાતી, લહું ના, મૂલા કયાં જ વિલાતી,
ઉંચે નીચે પ્રિયાસ્તિભાતિ, હુંથી પણ ચિતિ નિરખું ન ન્યારી; જ્યારે૦
કોઇ ન અશકય કાર્ય જણાયે, સમગ્ર બળ સ્ફુરતું મુજ માંહે,
અશક્તિ આ જીવપદની જાએ, નૃહરિ થઉં હું નૃહરિ ધારી; જ્યારે૦

---

## સર્વ સ્થિતિમાં પ્રસન્નતા સેવ્ય છે.

### કિર્તન ૪૧.

પ્રસન્નતાને કદી ના ત્યજીએ, પ્રસન્ન સઉ સ્થિતિમાં રહીએ,
કાં જે અચલ નથી દુઃખસ્થિતિ, ક્ષણમાં ટળનારી લહીએ.
રાત્રિપછી દિન આવે એવો, વિશ્વનિયમ કાં વિસરીએ,
સ્વપ્નસમા જોઇ ક્ષણિક પ્રસંગો, નયનો શીદ જળથી ભરીએ.
શોકાનલે નવ પ્રજળવું, હસતું વદન વીર રાખવું,
આનંદથી કર્તવ્ય કરવું, ખિન્ન વચન ન ભાખવું,
ઘમઘોર રહે આકાશ ના, ક્ષણ વીતતાં નિર્મળ થતું,
આવેલું દુઃખ જઇ અલ્પ કાળે, સુખ પાછળ આવતું.
તડકો છાયા, માયાની છે રમત, લહી ના મુઝાઇએ; પ્રસ૦
શીદ ખાવું ત્યજીને બેશીએ, શીદ કોઇથી ના બોલીએ,
શીદ જઈ ખુણે સ્મરી પ્રાપ્ત દુઃખને, શોકમાં જીવ રોળીએ,
શીદ પ્રાપ્ત વ્યવહારો ન કરીએ, કાં ન હસીએ ખેલીએ,
જે ક્ષણ ટકે, તે અર્થ વ્યર્થ જ કાં નિસાસા મેલીએ.
રડવાનું કશું કારણ ન છતાં, બાળકબુદ્ધિ શીદ થઇએ; પ્રસ૦
દિવસો ગયા જેમ પૂર્વના તેમ આ દિવસ પણ વહી જશે,
ચિંતા અને ઉદ્વેગ સેવ્યાં કાંઇ કામ ન આવશે,
આત્મત્વ આપાણું કોઇ સ્થિતિથી નષ્ટ કદી થાતું નથી,
તે અચલ સુખરૂપ છે પછી તો ખિન્ન થવું શા હેતુથી.
આત્મસ્વરૂપમાં સ્થિર રહી સુખદુઃખ જોતા આનંદે વહીએ; પ્રસ૦

છોને વિવિધ વ્યાધિ શરીરમાં આવી ઘર કરીને રહે,
છોને મળેલી સર્વ સંપદ અન્ય સ્થળમાંહિ વહે,
છોને સગાંસંબંધીઓ, પ્રિય મિત્ર નયને ના પડે,
છો સપ્ત ઉદધિ સુકાય, છો બ્રહ્માંડ આખું ગડગડે.
તોપણ આત્મસ્વરૂપ અવલોકી, મુખથી મલક મલક હસીએ; પ્રસ૦
જ્યાં દુઃખ કદી ન પ્રવેશી શકતું, ત્યાં નિવાસ જ રાખીએ,
ત્યાં સ્થિર રહી માયાની આ કૃતિ, રાજી થઇ થઇ ઝાંખીએ,
કંટકવને, મજબુત જોડા, પહેરી નિર્ભય ચાલીએ,
ભવસાગરે જળથી ન છળી, મહામત્સ્ય બનીને મહાલીએ.
દુઃખને સુખરૂપ જોતાં, નરહરિ પ્રભુના ગુણ નિશદિન ગાઇએ; પ્રસ૦

---

## સર્વ દુઃખલયાર્થે ભક્તિને સાધવા પ્રબોધ.
### કિર્તન ૪૨.

સાધો ભક્તિરૂપી કોઈ સાચી કમાઈ,
સાચી કમાઇ, જેમાં બેસે ન પાઈ; સાધો૦
વિવિધ દુઃખલય સમૂળ કરી જે,
ટાળી દે પળમાં આ ભવની ભવાઈ; સાધો૦
ઉચ્ચ સકળ સદ્‌ગુણ જે આપે,
અક્ષય્ય આનંદથી દે જે છાઇ, સાધો૦
ઇપ્સિત અર્થ સકલ જે પૂરે,
અણિમાદિની જ્યાં ન રહેતી નવાઈ; સાધો૦
હરિભક્તિ સુખસાધન એક જ,
દુઃખોની અન્ય ઉપાયો છે ખાઈ; સાધો૦
અશેષ દુઃખ, ધનવિભવ ન ટાળે,
ભક્તિથી પ્રાપ્તવ્ય રહેતું ન કાંઈ; સાધો૦
નરતનુ ફરી ફરી સુલભ ન મળવું,
જીતેલી બાજી ન હારવી ભાઈ; સાધો૦
વિષય ન અવિચલ સુખને આપે,
રૂપું થશે કદી કેમ કલાઇ; સાધો૦
નરહરિ ભજી સદ્‌ભાગી પોઢે,
નાંખીને સો મણ રૂની તળાઈ; સાધો૦

---

## શ્રીઇષ્ટચિંતન એજ વાસ્તવિક સુખૈષી પુરૂષનું કર્તવ્ય છે.

### કિર્તન ૪૩.

સત ચિદ્ આનંદ સદ્‌ગુરૂદેવ હૃદયમાં ધારીએ રે,
ફરી ક્યાં મળશે આવો માનવતનુપ્રસંગ,
ધરીને અભંગ અંગ ઉમંગ જીવત્વ નિવારીએ રે. ધ્રુવ.
સંયમકેરી સઘળી યુક્તિઓ સંભારીએ રે,
થાવા સત્વર પ્રાણાધાર પ્રભુનો સંગ. સત્ ચિદ્૦

જે જેનું ચિંતન કરે, તે તેમય થઇ જાય,
પ્રભુ ચિંતી પ્રભુમય થવું, કીટભ્રમરને ન્યાય.

ક્ષણ ક્ષણ મંગલમય પ્રભુનામ મુખે ઉચ્ચારીએ રે,
ક્રમથી શૂન્યે શમતાં રહીએ નિત્ય અસંગ. સત્ ચિદ્૦

જડ અસત્ય દુઃખ આ સકલ, જ્ઞાન સત્ય સુખ ઇશ,
દૃશ્યથકી સુખજ્ઞાનનો, સંભવ ના દશ દિશ.

તેથી ત્યજી આ લોલુપતા હરિમાં મન ઠારીએ રે,
વિધવિધ સંકલ્પોનું પ્રબલ કરી બલ ભંગ. સત્ ચિદ્૦

જઇએ શીદ વનપર્વતે, સહીએ શીદ બહુ કષ્ટ,
વ્યવહારે રહી ચિંતીએ, પ્રિય પ્રભુ પ્રહારો અષ્ટ.

દહરે પેશી ષડ્રિપુભયને સહજ વિદારીએ રે,
નિર્ભય રમીયે અભયવરદ પ્રભુના ઉત્સંગ. સત્ ચિદ્૦

અધિકારીતનુ પામીને, કરીએ હરિમંદિર,-
આ તનુ અનેક યત્નથી, વિવેકી સાધક ધીર.

હૃદયે વાદિત્રો વગડાવી હરિ પધરાવીએ રે,
અંતર્મુખ રહી, થઇએ પ્રભુપદપંકજ ભૃંગ, સત્ ચિદ્૦

સાચા પ્રેમે એક ક્ષણુ, જો હરિ હૃદય ધરાય,
જીવલોહ આ હરિરૂપી, સદ્ય સ્પર્શમણિ થાય.

સમજી એવું આ વિષયોનો પ્રેમ વિસારીએ રે,
કમનીય પ્રભુરૂપ દીપે પડીએ બની પતંગ. સત્ ચિદ્૦

ત્યજીને વિષયાશક્તિ આ, ભજીને પ્રભુના પાય,
સજીને સદ્‌ગુણો સકળ, શમીએ નિજપદમાંહ્ય.

આપે ઉદ્ધરી અનર જીવોને વીર ઉદ્ધારીએ રે,
ગુરુકરુણાથી સ્થિર થઇ વસીએ ઉન્નતિશૃંગ. સત્ ચિદ્૦

## પ્રારંભક અભ્યર્થના.

### કિર્તન ૪૪.

જય સચ્ચિતસુખકંદ, પ્રણમીએ પદારવિંદ,
છેદીને અવિદ્યાબંધ, આપો આજ સ્વરૂપાનંદ.
મનભ્રમર બની આ અંધ, વિષયપુષ્પનો મકરંદ,—
ગ્રહી સહેતો દુઃખ અનંત, નાથ નિવારો તેનો છંદ.—
આપથી બાંધુ દૃઢ સંબંધ વર દો આજ એ ગોવિંદ,
હૃદયનભમાં ચિતિચંદ્ર પ્રકટાવો વિશ્વવંદ્ય.—
અશરણશરણ વૃત્તિવૃંદ, નિત્ય ભ્રમે આ ભવને ફંદ,
ચરણે સ્થાપીને નિસ્પદ, કરજો નરહરિ મુકુંદ.—

---

## ક્ષણભંગુર આયુષમાં કર્ત્તવ્ય સાધી લેવા જીવને સુબોધ.

### કિર્તન ૪૫.

ભજાય તો હરિ ગુરુ ભજજે રે, ત્યજાય તો વાસના ત્યજજે રે;
સજાય તો સદ્‌ગુણ સજજે રે, યજાય તો નિજપદ યજજે રે.
જળપરપાટાજેવું તનુ આ, વામાં મુક્યો જેમ દીપ,
નાશ અચિંત્ય થતુ લહી, ચેતી,—હરિરસથી મન લીંપ; ભજાય૦
ભોગોઅર્થ ભ્રમે નિશદિન પણ, તે ત્યજી જાવું જરૂર,
શાંતિ ન ભોગથી થાતી કદી લહી, ધરજે વિરાગને ઉર; ભજાય૦
સર્વ મળે પણ આયુષ ન મળે, સમજી સવેળા ભાઇ!
દેહમાં પ્રાણ છે ત્યાં લગી કરી લે, પ્રભુથી સાચી સગાઈ; ભજાય૦
અંત સમય છે સર્વ નકામા, સંસારના આ સંબંધ,
સત્કૃતિ ને પ્રભુભક્તિને સાધજે, જે છે સત્સુખપંથ; ભજાય૦
રચી પચી ક્યાં લગી રહીશ વિષયમાં, આવે અને જેહ જાય,
કાલવ્યાધનાં બાણ પ્રતિક્ષણ, છુટે તે શું ન ભળાય; ભજાય૦
હાથમાં હીરો ને નિર્ધનતાનાં, દુઃખે શું રહેતો રાંક,
નરતનુ, સદ્‌ગુરુ, સાધન પામી, સુખ ન મળ્યું કોનો વાંક; ભજાય૦
હિતકર વચન હ્રદયમાં ઉતારી, સાવધ થઇ પ્રિય ભ્રાત!
સજી સદ્‌ગુણ ભજી નરહરિ, તરી થા,-નરહરિ પ્રભુ સાક્ષાત્; ભજાય૦

---

## સ્વરુપવિચાર નિર્ભયતા અર્પનાર છે.

### કિર્તન ૪૬.

આનંદમાં ફરજે રે, નિર્ભય વિચરજે રે, જોઈ તારા રૂપને હો જી,
સ્વરૂપે શોધ્યો જડતો ન દૃશ્યપ્રપંચ; આનંદમાં૦

સ્વપ્નવિષે ધોકા લઈ, આવ્યા ચોરો ચાર,
રુધિર નીગળતાં શિર કરી, લુંટી ગયા ઘરબાર,
જાગી ભયથી કંપી કો, પાડે ના પોકાર,
તું જાગ્રત્ થઈ ભય હરજે રે; જોઈ૦

બન્યો નથી વિષધર કદી, દોરડીમાં હે ભ્રાત !
તો કરડી, તુજ પ્રાણને, હરે, કરે શી વાત,
લોહીનાણું પાણી કરે, શીદ ભયમાં દિનરાત,
તું જ્ઞાને સત્વર ઠરજે રે; જોઈ૦

નાના દૃષ્ટિ પલટીને, જો જ્યાં ત્યાં પ્રિય એક,
'હું તું તે' ના ભેદને વિદાર ધારી વિવેક,
જ્ઞાનવિના કલ્પે ન પણ, દુઃખનો આવે છેક,
આ નાના દૃષ્ટિ વિસરજે રે; જોઈ૦

થયું નથી કશું, ત્યાં પછી, શો કરવો પરિતાપ,
હરશે કોના પ્રાણને, વંધ્યાસુત ચઢી ચાપ,
શાંત નિરામય સ્વરૂપમાં, નથી પુણ્ય નથી પાપ,
તું તત્ત્વવિચારે તરજે રે; જોઈ૦

મિથ્યા વિચારકોકડાં, પરિશ્રમે ના કાંત,
તુજ કાંતેલે દોરડે, બાંધ ન તુજ પગહાથ,
વિલાવી દૃશ્ય નિજાત્મમાં, થા સચ્ચિત્ સાક્ષાત્,
નરહરિમાં જીવતાં મરજે રે; જોઈ૦

---

# સદ્‌ગુરૂ તથા સત્શાસ્ત્રનો જીવોને ઉપદેશ.

## કિર્તન ૪૭.

જાગો મારા વિષયી અજ્ઞાની જીવ જાગો,
જાગો, જાગો શ્રુતિ જગાવે.
લાગો નિજધ્યાને, સ્વરૂપાધ્યાને લાગો,
લાગો, લાગો, ગુરૂજી લગાવે.
જીવપણું જાણજો છે જુઠું આ તમારૂં,
(જેમ) સર્પ રજ્જુમાં જણાય, જ્યાં લગી અંધારૂં,
જ્યોતિ થતાં અસત્ સર્પ, હૃદય ના ધ્રુજાવે; જાગો૦
સ્વપ્નમાંહિ જેમ સત્ય નૃપ બને ભીખારી,
અન્નવસ્ત્રભોગવિણ, સહે હાડમારી,
જાગતાં વિલાય રંકતા, નૃપત્વ આવે; જાગો૦
'તત્ત્વમસિ' વેદગુરૂવાક્યના વિચારે,
સચ્ચિત નિજરૂપ સ્મરે જીવ એકધારે,
અહં સ્વયંબ્રહ્મ જાણી સત્સુખે સુહાવે; જાગો૦
છોડી હવે સકલ અંતરબહિરકરણચાળો,
દેહભાન ભૂલી ઉંડા અંતરે નિહાળો,
કોશઅતીત સાક્ષી આ તમારૂં રૂપ કહાવે; જાગો૦
આપ્તકામ પૂર્ણ એ સમર્થ જ્ઞાનરાશિ,
જેમના બળેથી રહ્યું દૃશ્ય આ પ્રકાશી,
તે જ તમે, તે જ તમે, ભેટો સદ્ય ભાવે; જાગો૦
વ્યર્થ સંશયોવિપર્યયો હવે ન ધારો,
જીવબ્રહ્મ ભિન્ન ના શૃણો શ્રુતિપુકારો,
આ વિના ન કો ઉપાય દુઃખ આ જગાવે; જાગો૦
શાંતિસુખાનંદમાં ઠરો હવે સવેળા,
અસત્ જીવભાવ ભૂલી ભળો બ્રહ્મભેળા,
લોહ બને સ્પર્શમણિ નરહરિપ્રભાવે; જાગો૦

---

## ભવરણમાં હસ્ત ગ્રહવા શ્રીઈષ્ટને પ્રાર્થના.

### કિર્તન ૪૮.

પ્રભુ મારા હાથને ઝાલો, ભવે મને દોરીને ચાલો રે.

ભવરણ ભારે ભયાનક છે આ, અંધ હું દુર્બળ છેક,
ક્યાં જવું તે પણ જાણું જરા ના, દીસે દિશા નહિ એક,
મતિહીન છું હું નમાલો, ભવે મને૦

આપ પ્રભુ મારાં નેત્ર છો નિર્મળ, પંગુના છો પ્રભુ પાય,
ભોમીઆ સાચા આ ભવરણકેરા, ક્ષિતિનાથ આપ, હું ગાય,
મને ઓથ આપની આલો, ભવે મને૦

મળતાં આશ્રય મને આપનો, મારી,—ફરશે સ્થિતિ તત્કાળ,
ષડ્રિપુસરખાથી પણ થઈ શકશે ન, વાંકો પછી મારો વાળ.
મને ગણી આપનો પાળો, ભવે મને૦

વસ્તુદૃષ્ટિથી હું યદ્યપિ છું ના, આપથી જૂદો નાથ,
ભ્રમવશ પડી તોપણ માની બેઠો, આજે હું મુજને અનાથ,
મારો ભ્રમ ભારે એ ટાળો, ભવે મને૦

જ્યોતિના જ્યોતિ જ્યારે આપ આપનો, પ્રકટાવો ઉરમાં પ્રકાશ,
અંધારૂં દારુણ બહિર ને અંતર થાતું પળમાં વિનાશ,
તેથી આજે હૃદય ઉજાળો, ભવે મને૦

અલગ થવાશે ન આપથી મારાથી કલ્પાંતે પણ કદી ઇશ,
કાં જે, જે આપ છો તે જ હું પણ છું, જૂદો ન હું થઇ શકીશ,
માટે મને પાંખમાં ઘાલો, ભવે મને૦

મર્મવચન નરહરિ પ્રભુ સત્વર અંતરમાં ધરી આજ,
સિંધુલવણનો ભેદ વિલાવવા, લવણપ્રતિ મહારાજ,—
આણી ઉમળકો હાલો, ભવે મને૦

---

## ઇષ્ટસ્મરણ કરવા મનને આગ્રહયુક્ત વચનો.

### કિર્તન ૪૯.

નરહરિ સ્મર રે, ભયદુ:ખ તુજ સકલ વિલાયે,
હૃદયે ધર રે, અવિચલ પદમાં તું શમાયે, ધ્રુવ.
નરહરિ પ્રભુ સાર સકલનું, મૂલ જ્ઞાન તથા દ્રવ્યબલનું,
નિરખ અંતર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
આ જડ કાર્યો જેવડે, ચેતનયુક્ત જણાય,
જે સત્તાવિણ જેમનું, અસ્તિત્વ ન કહિ પ્રાય,
તું તેમાં ઠર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
વાયુ જે બલથી જો! વાયે, શશિરવિ દીપે જેની પ્રભાએ,
જે સઉથી પર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
આવાગમન ન જે પદે, જ્યાં નથી આ છ વિકાર,
હું તું ભેદ ન જ્યાં જડે, સચ્ચિત્પારાવાર,
તું તેમાં સર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
જેના આનંદની કણિકાથી, મહાલે હરિહરઅજઇંદ્રાદિ,
તું તેને વર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
મૂઢ થઈ ના રાચજે, ભોગવી વિષયાનંદ,
તત્ત્વજ્ઞાનઆનંદ ક્યાં ? ક્યાં ઉડુગણ ક્યાં ચંદ ?
જો તત્ત્વ ભીતર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
વિષયેચ્છા મૂલ ભવભ્રમનું, નિસ્પૃહતા મૂલ સુખક્રમનું,
તે ધરિ ઉદ્ધર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
રાત્રિદિવસ શિરપર ઘુમે, કાલ મહા વિકરાલ,
શું નિશ્ચિંત સુતો સખે! જાગિ નૃહરિપદ ઝાલ,
નિડર પછી ફર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
નરહરિ પ્રભુ કરુણાસિંધુ, શરણાગત જનના બંધુ,
શરણ ગ્રહી તરરે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦
અખંડ શ્રીપ્રભુનું સ્મરણ, સુખનો એ જ ઉપાય,
બીજાં જાણી વેવલાં, જોજે ત્યાં તું તણાય,
રટ અષ્ટ પ્રહર રે, ભયદુ:ખ તુજ૦ નરહરિ૦

## દૈવી સંપત્તિનું દાન કરવા ઈશ્વરીને વિજ્ઞપ્તિ.

### કિર્તન ૫૦.

થાશો ન નાથ નમેરા, અરજ મારી અંતરે ઉતારો,
પોતાનાને ન કરો નેરો, અરજ મારી અંતરે ઉતારો.
આપજો વિવેક મને પહેલો હું માગું છું,
હાં રે જેથી જોઉં હું આ ભવનો કિનારો, અરજ મારી૦
મિથ્યા આ મોહ મારો દશ્યતણો નિસરે,
હાં રે મને એવા વિરાગે શણગારો, અરજ મારી૦
વિષયોમાં ધાતાં મારાં મનકરણ રોકવા,
હાં રે મારી કટિએ શમદમ શસ્ત્ર ધારો, અરજ મારી૦
શંકાના શલ્યથી હું નિશદિન રીબાતો,
હાં રે મને શ્રદ્ધાની સેજમાં સુવારો, અરજ મારી૦
સચરાચરે પ્રભુ પ્રેમ પ્રકટાવજો,
હાં રે મારાં દ્વૈતતણાં મૂળને નિવારો, અરજ મારી૦
અમૃત ભરજો મારા ઉરમાં ને વાણીમાં,
હાં રે દેશો બળ ના વદવાને બોલ ખારો, અરજ મારી૦
સત્કર્મ કાયાવાણીમનથી કરાવજો,
હાં રે મારી પળપળ શુભ કૃતિથી સુધારો, અરજ મારી૦
પરહિત કરવાની મને નિત્ય મતિ આપજો,
હાં રે એવા દેજો પ્રસંગ પણ હજારો, અરજ મારી૦
મુજમાં સઉમાં જોઉં નિશદિન હું આપને,
હાં રે એવા અધ્યાત્મભાગને વધારો, અરજ મારી૦
બીજું આ વિણ દેવું હોય જે તે આપજો,
હાં રે આજે પુત્રમાં પ્રેમને પ્રસારો, અરજ મારી૦
દેવસમાન નથી ઉત્સવ દાતાને બીજો,
હાં રે ચૌદ જાણુઆગળે શો લવારો, અરજ મારી૦
દાતાના દાતા નરહરિ કરો એટલું,
હાં રે ફરી માગવાનો ના'વે કદી વારો, અરજ મારી૦

## અખંડ ઇષ્ટસ્મરણરૂપ વર આપવા ઇષ્ટશ્રીને વિજ્ઞપ્તિ.
### કિર્તન ૫૧.

પળ ના તમને ભૂલું વર એ, આપો મારા સ્વામિ રે,
આઠે પહોર મારે ઉરે, રહેજો અંતર્યામી રે.
ખાતાં અન્નવિષે પ્રભુ, રૂપ તમારૂં જોઉં,
પીતાં જળ, જળમાં પ્રભુ, તમને જોઇ જોઇ મોહું, પળના૦
શ્વાસ ગ્રહેતાં વાયુમાં, તમને ભેટું નાથ,
નહાતાં જળથી, જળવિષે, આલિંગી ભરૂં બાથ, પળના૦
સુત, દારા, સંબંધીના, તનુમાં સુંદર શ્યામ,
ભાળી તમને ભૂલી જઉં, મિથ્યા આ રૂપનામ, પળના૦
મિત્રોમાં શત્રુવિષે, રમણીય નિરખું રૂપ,
રાગદ્વેષ જઇ વિસરી, થઉં તમમાં તદ્રૂપ, પળના૦
પશુમાં પારામાં અને વનસ્પતિમાં ઇશ૦,
મારે નયને આવજો, માગુ નમાવી શીશ, પળના૦
સકળ દૃશ્ય સ્થળ ભાસજો, પ્રિયતમ મુજને આપ.
બીજું નથી કશું માગવું, દો તો દો એ બાપ, પળના૦
અંતરમાં કે બાહ્ય આ, જગતરૂપે કો કાળ,
નરહરિ પ્રભુ ના આવશો, શિશુપર ધરીને વ્હાલ, પળના૦

---

## તત્ત્વામૃત પાન કરનાર સાધકના ઉદ્દગાર.
### કિર્તન પર.

અભયમાં મહાલું રે, પી તત્ત્વમૃતરસ પ્યાલું; અભયમાં૦
અહં ઇદં ત્વં બ્રહ્મ ન બીજું, તો શીદ કંપું હાલું; અભયમાં૦
મિત્રઅરિનો ભેદ ન ત્યાં, ક્યાં-લહું અણગમતું વહાલું; અભયમાં૦
એક સ્વરૂપ સર્વત્ર રહ્યું જ્યાં, ત્યાં શું ત્યજું શું ઝાલું; અભયમાં૦
સન્મય સુખમય ચિન્મય રહીને, અધિક અધિક નિત્ય ફાલું; અભયમાં૦
ઐશ્વર્ય, સ્વરૂપથી ભિન્ન ન ન્યાળી, ઇશ થવા કેમ ચાલું; અભયમાં૦
આદિ અનાદિ, હું, તો ઉર મૃતિની, વ્યર્થ શું ચિંતા ઘાલું; અભયમાં૦
રોગરહિતમાં રોગ થવો ક્યાં, વિવિધ નિયમ શીદ પાળું; અભયમાં૦
નરહરિ દશદિશ અનુભવી જ્યાં ત્યાં, મસ્ત બનીને હાલું; અભયમાં૦

---

## દુર્ભિક્ષથી પીડાતા જીવોને અન્નદાન અર્પવા વિત્તવાનૂને સાગ્રહ વિજ્ઞપ્તિ.

### કિર્તન ૫૩.

આપજે, આપજે, તું ક્ષુધાતુરને આપજે,
તું રંક જનને આપજે,
તું દીન દુઃખીને આપજે.
મળે તને ભોજન રૂડાં, ગણિ પ્રભુનો એ પાડ,
ભાળી ભુખથી પીડિતને, ના મુખ તુજ સંતાડ.
તું દયા હૃદયે આણજે,
તું રંક જનને આપજે, તું ક્ષુધાતુરને આપજે.
પ્રાતઃકાળે ચાહનો. પીશ ન પ્યાલો આજ,
તે ધનથી કો ક્ષુધિતની, ભારે ભુખને ભાજ.
તું આત્મસુખને ત્યાગજે,
તું ક્ષુધાતુરને આપજે, તું રંક જનને આપજે.
પીશ ન બીડી તમાકુની, સુંઘીશ ના તપખીર.
તે ત્યજવાથી નહિ પડે, તુજ આ પ્રિય શરીર.
તું વ્યસનદ્રવ્ય બચાવજે,
તે રંક જનને આપજે, તું ક્ષુધાતુરને આપજે.
ભોજનસમયે પેટ ભરિ, ખાઈશ ના તું ભાઈ,
થોડું અન્ન બચાવીને, દે જેને નથિ કાંઈ.
એથિ ન મરિશ તું, જાણજે,
ઔદાર્ય અંતર આણજે, તું રંક જનને આપજે.
અત્તરને તું ત્યાગજે, ત્યજી દેજે મુખવાસ,
એ ધનવડે તું દીનની, ભુખનો કરજે નાશ.
તુજ ધર્મ તું સંભાળજે,
તું ક્ષુધાતુરને આપજે, તું દીન દુઃખીને આપજે.
સુવસ્ત્ર ધરિશ ન અંગપર, જમિશ ન તું મિષ્ટાન્ન,
પણ તે દ્રવ્યે રક્ષજે, કોઈ ક્ષુધિતના પ્રાણ.
નિજ સુખબલિ દઈ રાચજે,
તું દીન દુઃખીને આપજે, ક્ષુધાતુરને આપજે.
રોગજનક બહુ ભોગની, ભારે ત્યજીને પ્રીત;
સાદું જીવન ગુજારીને, બચાવજે તું વિત્ત.

દીનદુ:ખ તેથી વિદારજે,
તું ક્ષુધાતુરને આપજે, તું રંક જનને આપજે.
એકાદશીથી તને થતાં, આભઅવનિ બે એક,
ભૂખમરાનાં કષ્ટ તો, વિચાર ધરી વિવેક.
તું દીન દુ:ખે દાઝજે,
તું રંક જનને આપજે, તું ક્ષુધાતુરને આપજે.
'અન્યતણી ચિંતા વૃથા, શીદ ધરૂં મનમાંહ્ય,'
એવી સ્વાર્થી વૃત્તિ નીચ, રખે તુંથી પોષાય.
તું આત્મસમ સઉ નાણજે,
તું દીન દુ:ખીને આપજે, તું રંક જનને આપજે.
સત્કર્મોને સાધવા, આ સમ અન્ય પ્રસંગ,
ફરિ ફરિ નહિ આવે લહી, દે, ધરી અંગ ઉમંગ.
તું દાનને મન માનજે;—
સુરવૃક્ષ ભૂમિનું ભાળજે, તું ક્ષુધાતુરને આપજે.
દુ:ખીના દુ:ખ ટાળતાં, તુજ સઉ દુ:ખ દળાય,
(કાં જે) અવરતાણું હિત સાધતાં, તુજ હિત સહજ સધાય.
તુજ હિત તું આ વિધિ સાધજે,
તું દીન દુ:ખીને આપજે, તું રંક જનને આપજે.

---

## દૃશ્યમાં સુખપ્રાપ્તિનો અભાવ.
### કિર્તન ૫૪.

મરુસ્થલમેં જલ ખોજ ન પ્યાસે, જલ નહિ વાં તો ક્ષાર હૈ,
જલ નહિ વાં તો ક્ષાર બંદે, જલ નહિ વાં તો ક્ષાર હૈ, મરુ૦
સુખ નહિ ધનમેં, સુખ નહિ તનમેં સુખ ન સદનમેં સાર હૈ,
જનમેં બનમેં ગિરિગહનમેં, નહિ સુખકા સંચાર હૈ, મરુ૦
સુતદારામેં સુખ નહિ પાવે, સુતસ્રી દુ:ખભંડાર હૈ,
ખાનપાન અરુ ગાનતાનમેં, યહ બિધિ દુ:ખઅંગાર હૈ, મરુ૦
સુખાર્થ સત્સંગતમેં વહે તું, યહી સુખકા દ્વાર હૈ,
ગુરુયુક્તિ સાધે સ્થિર હોકે, તબ સબ દુ:ખસંહાર હૈ, મરુ૦
હૃદયગુહામેં બસે નિરંજન, સત્સુખપારાવાર હૈ,
પ્રવેશી તન્મય હો રહે જો જન, વાકા બેડા પાર હૈ, મરુ૦

---

